ગાંડીવ બાલોદ્યાનમાળા
પુષ્પ : : પાંચમું

# નીલમ

સંયોજક

નટવરલાલ વીમાવાળા



પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૯૦ કળાંપીઠ

સુરત

ચાર ચિત્રોવાળી આ
બીજી આવૃત્તિ છે

આ પુસ્તિકા ઉ૦ વિ૦
ના શ્રી વિદ્યાધિકારી
જીએ શાળાઓમાં
ઈનામ પુસ્તકાલય માટે
મંજૂર કરેલી છે.



૦-૧-૦

ગાંડીવ છાપખાનું
કળાપીઠ, સુરત
માં નટવરલાલ
વીમાવાળાએ છાપી
અને ગાંડીવ સાહિત્ય
મંદિરમાંથી પ્રગટ
કરીઃ જેઠ સંવત ૧૯૮૪

# એકરાર

(૧)

આ બાલવાતોમાંના પહેલી કાકણુમારશી સીધો ને ચોકખા બંગાળી ઉપરથી તરજુમો છે.

(૨)

બીજી વાર્તા રાક્ષસ–ધણીનું આખું મોખું પ્રચલિત લોકવાર્તા તરીકે મારી પત્નીએ મને આપેલું. એનો પ્રચાર અમદાવાદ ભણી હશે એમ લાગે છે.

(૩)

ત્રીજી વાતની શરૂઆત બંગાળીમાંથી લીધેલી. માત્ર બે ત્રણ પાનાં. ને પછીનો બધો ભાગ સ્વકલ્પનાનો; પણ એ કલ્પનાના ચણતરમાંયે મારી પત્નીનો હિસ્સો ઝાઝો છે.

(૪)

આ બીજી આવૃત્તિમાં રા. મિસ્ત્રીનાં ચાર ચિત્રો મૂક્યાં છે.

નટવર વીમાવાળા

# ગાંડીવ સાહિત્ય મંદિર

**ગાંડીવ અઠવાડિક**

દર રવિવારે પ્રગટ થાય છે. તેમાં આખા ગુજરાતની ખબરો, નોંધો, રમુજી અને સાહિત્યની ચર્ચા પ્રગટ થાય છે. લવાજમ સુરતમાં રૂપિયા ત્રણ. બહારગામ રૂ. ૪) પરદેશ શિલિંગ દસ.

**ગાંડીવ છાપખાનું**

ગયા પાંચ વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે અજબ ખ્યાતિ મેળવી છે.

**ગાંડીવ સાહિત્ય**

મંદિરના આ વિભાગમાં તમામ ઉત્તમ લેખકોનાં વખણાયલાં પુસ્તકો તેમજ નિર્દોષ, રસીલી અને બોધક કૃતિઓ મળી શકે છે. લ્હાણી કરવા લાયક ચોપડીઓ માટે ત્યાંજ લખો

**સરનામું: ૧૮૦ કેળાંપીઠ, સુરત.**

સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેશો.

## ડાકણ—માશી

(૧)

એક હતો કઠીઆરો. તે જંગલમાં રહેતો. જંગલને છેક નાકે તેની ઝુંપડી હતી. તે અને તેના ત્રણ છોકરા તેમાં રહેતા.

રોજ તે જંગલમાંથી લાકડાં વાઢે, ભારા બાંધે, અને શહેરમાં વેચવા લઈ જાય. વેચતાં જે મળે તે વડે ગુજરાન ચલાવે; અને સુખ સંતોષે રહી મોજ કરે. તેનું શરીર મજબૂત અને કદાવર હતું, એટલે તેને કોઇની પરવા ન મળે.

પોતાના ત્રણ છોકરા પણ પોતાના જેવાજ થાય તો સારૂં, એમ તેને લાગ્યા કરતું. તે માટે તે હમ્મેશ મથ્યા કરતો; પણ માત્ર છેક નાનો છોકરોજ તેને ગાંઠતો. બે મોટા તો તેનું કહ્યું માનેજ નહિ. છેક નાનો તેના જેવોજ મહેનતુ ને મજબૂત ને હોંશિયાર થયો.

છોકરાઓની મા તો ઘણા વખત પર મરી ગઇ હતી
વખત જતાં કઠીઆરો પણ ઘરડો થયો અને મરવા પડ્યે
ત્યારે મરતાં મરતાં તેણે ત્રણે છોકરાઓને પોતાની પા
બોલાવ્યા અને કહ્યું:

માણસને બેજ વસ્તુ બહુ ખપની છે. એક તો હિમ્મત
અને બીજું અંગબળ–જોર. એ બે તમારી કને હોય, ત
પછી તમે બધી દુનિયા પર રાજ કરો. માટે હમ્મેશ
બંને વસ્તુ તમારે સાચવી રાખવી. કોઇ દહાડો બીજા
ઉપર આધાર રાખવો નહિ. પારકી આશ સદા નિરાશ. મા
પોતાની હિમ્મત અને પોતાની શક્તિ પરજ આધાર રાખી
આગળ ધસ્યા રહેવું.

એટલી શીખ આપીને કઠીઆરાએ દેહ મૂકી. તે
દહાડોપાણી કર્યા પછી છોકરાઓ શું કરવું તે વિચારવા બે

તેમણે એક યુક્તિ કરવાનું ઠરાવ્યું. ત્રણેએ કામકા
વહેંચી લીધું. એક ભાઈએ રોજ જંગલ જઇ લાકડાં કા
લાવવાં, બીજાએ તેને શહેરમાં વેચવા જવું અને તેમાં
નાણાં કરવા. અને ત્રીજાએ ઘેર રહી રાંધવા ખાવાની ગો
વણ કરવી એમ તેમણે ઠરાવ્યું.

આ પ્રમાણે સૌ કબુલ થયા, એટલે બીજે દિવસે કુહા
લઇને મોટો ભાઈ લાકડાં કાપવા ગયો.

વચલો અને છેક નાનો મોટાભાઈની રાહ જોતા બેઠા. વચલો એમ ધારી બેઠો હતો કે ક્યારે મોટાભાઈ લાકડાં આણે કે તે લઈ હું શહેરમાં જાઉં. અને નાનો પોતાનું રાંધવાનું કામ કરી રોટલા તૈયાર રાખી બેઠો હતો, કે ક્યારે ભાઈ આવે ને ખાવા બેસીએ.

પણ સાંજ પડી, સુરજ આથમી ગયો, છતાં મોટા ભાઈનાં પગલાંયે ન સંભળાયા. વાટ જોતાં જોતાં આખી રાત પણ વીતી ગઈ. સ્હવાર પડી. છતાં મોટાભાઈ ન મળે. બંને બહુ ફિકરમાં પડ્યા. પછી વચલો નાનાને કહે:

નાનુ, મને તો લાગે છે કે મોટાભાઈને માથે કંઈ આફત પડી છે. નહિ તો વખતે તે રસ્તો ચૂકીને જંગલમાં ભૂલા પડ્યા હશે. માટે હું તો તેમની ભાળ કાઢવા જાઉં છું. આખો દિવસ હું તેમને માટે ભટકીશ; ને ખોળ કરીશ. જો રાત સુધીમાં નહિ આવું, તો કાલે સ્હવારે તું અમને ખોળવા નીકળજે.

નાના ભાઇએ કહ્યું: વારૂ.

એમ વચલો ભાઈ ગયો. ગયો તેજ ગયો. બપોર થઈ. સાંજ પડી, રાતનાં અંધારાં પણ આવ્યાં. તોયે ન મળે મોટા ભાઈ, કે ન મળે વચલો ભાઈ. પછી તો બીજા દિવસની સ્હવાર પડી.

એટલે નાના ભાઇને ફિકર પડી. તેને પોતાના બે ભાઇઓ માટે બહુજ ચિંતા થઈ. એટલે તેણે પણ તેમની શોધમાં જવાનું નક્કી કર્યું.

ધોતીયાનો મજબૂત કછોટો મારી કુહાડી લઇને તે જંગલમાં નીકળી પડયો.

(૨)

નાનો છોકરો તો ઉસ્તાદ હતો. તેણે પોતાના બાપના હાથ તળે બરાબર કેળવણી લીધી હતી. જંગલનો એકેએક ખુણો તેણે જોયો હતો. કોઈ જગા તેનાથી અજાણી નહોતી. તે એકેએક ઝાડી, એકેએક ઘટા જોઈ વળ્યો. જોતો જાય અને ભાઇઓને બૂમ પાડતો જાય. એમ બૂમાટા પાડતાં પાડતાં તેનું ગળું પણ સૂકાઈ ગયું. ઘાંટોયે બેસી ગયો. આખું જંગલ તે ગજાવી વળ્યો. પણ કશો જવાબ મળ્યો નહિ.

તેથી જંગલમાં ઘણે દૂર તે ગયો. તે જંગલ વટાવીને બીજું વન આવ્યું તેમાં પેઠો. એમ ને એમ તે ખૂબ આઘે ગયો.

જતાં જતાં એક ઘણાજ ગાઢા જંગલમાં જઈ ચઢયો. આ જંગલમાં થોડેક ચાલતાં એક કૌતુક જણાયું.

જંગલમાં એક મોટું વિશાળ મેદાન આવ્યું. અને

તેની વચ્ચે એક મોટો મહેલ હતો. મહેલ બહુ રૂપાળો હતો. પણ તેનાં બારણાં બંધ હતાં.

બહાદુર—નાના છોકરાનું નામ બહાદુર હતું—ને બહુ નવાઈ લાગી. આવા જંગલમાં આ મહેલમાં કોણ રહેતું હશે ? તેણે જઇને બારણાં ઠોકયાં: કોણ છે ? આ ઘરમાં કોણ રહે છે ? જે હોય તે બારણાં ઉઘાડો.

થોડીવારે બારણું ઉઘડ્યું. એક ડોશીમાએ તે ઉઘાડ્યું. બારણું ખોલી તે બોલી: કોણ મા ? આવ, ભાઇ, અંદર આવ.

જાણે કેટલાક લાંબા સમયની પિછાન હોય—તેની વાટ જોઇનેજ બેસી રહી ના હોય, એવી રીતે તે બોલી.

બહાદુરને અજાયબી લાગી. તેણે પૂછ્યું: માજી, તમે મને ઓળખો છો ?

ઓ મા રે ! તને નહિ ઓળખું ?—પેલી ડોશી લ્હેકા કરતી ( ચિત્ર પહેલું ) બોલી: તને નહિ ઓળખું ? તું તો મારો ભાણો. હું તારી માશી ! તુંયે જબરો, ભાઇ ! તારી માશીનેજ ભૂલી ગયો ?! પણ તું કેની, તે વેળા બહુજ નાનો હતો; આવ ભાઇ, ઘરમાં તો આવ, બહાદુર !

બહાદુર તો દિંગ થઇ ગયો. આ ડોશી માશી તો ખરીજ. નહિ તો મારૂં નામ ક્યાંથી જાણે ? એટલે તે તો

સગપણ નીકળ્યું જાણી રાજીરાજી થઈ ગયો; અને હરખાઇને કહેવા લાગ્યો:

હા, માશી! ને તમેયે અમને વિસારી દીધા! એટલે આ તો નસીબ સંજોગે ભાઇઓને ખોળવા નીકળ્યો ત્યારે તમે મળી જવા પામ્યાં! કેવો નસીબનો સંજોગ!

હા ભાઈ! પણ હું તમને વીસરૂં તે કેમ? બળ્યો મારો પગ મને આવવા ન દે તે કેમ કરવું? પગે વા થયેલો છે, તે લંગડી ને લંગડી જેવીજ રહું છું ને! આ તો ભગવાને દયા કરી મેળાપ કરાવ્યો, તો બેટા, તને રમાડવા પામીશ. ને તારો મોટો ભાઈ ને વચલો બંને તો મને ઓળખે છે, ને અહિંજ આવેલા છે. અંદર બેઠા છે. ચાલ ભાઇ, અંદર. એમ કહી ડોશી તેને અંદર લઈ ગઇ. બહાદુર તેની સાથે ગયો.

(૩)

માશીનો મહેલ તો બહુજ મોટો. અંદર મોટા મોટા દિવાનખાના, અને ઓરડાઓ; બાગબગીચા, નાનાં તળાવ વગેરે બધી શોભાથી ભરપૂર. પણ એકે માણસનો વસવાટ દેખાય નહિ. તદ્દન શાંત.

આવું જોઈ બહાદુરને પહેલાં તો અજાયબી લાગી; પણ પછી બ્હીક લાગી. તેનાં મનમાં શક ઉત્પન્ન થવા



ઓ મા રે તને નહિ ઓળખ્યું ? પેલી ડોશી લ્હેકા કરતી બોલી: તને નહિ ઓળખ્યું ? તું તો મારો ભાણો.

વાત ૧ લી: :ડાકણ માશી

લાગ્યો. અને તેણે સાવધાનીથી ચાલવા માંડ્યું. ગુપચુપ ચાલે, પણ આમ તેમ જોતો જાય અને બધી વસ્તુ ધ્યાનમાં લેતો જાય. એમ કરતાં બંને જણા એક વિશાળ ઓરડામાં આવીને અટક્યા. ત્યાં એક પલંગ હતો તે પર ડોશીએ બહાદુરને બેસાડ્યો, ને પછી કહે:

તું બહુ દૂરથી ચાલીને આવ્યો છે. જોને, શરીરે પરસેવાના ઝોબેઝોબ વળ્યા છે. મ્હોં પણ સૂકાઈ ગયું હશે. માટે તું અહિં બેસ, એટલામાં હું તારે માટે થોડુંક શરબત અને કંઈ મિઠાઈચેવડો વગેરે લાવું. અહિંજ બેસી રહેજે. કશે જઈશ મા. કેમકે ચોમેર જંગલ છે. અને વિકરાળ પશુઓ રહે છે. તું બેસજે. હું હમણાં આવી.

ડોશીમા એમ કહી ગયાં. પાંચ મિનિટ થઈ, દશ થઈ, પંદર થઈ, પણ પાછાં પધાર્યાં નહિ. આ બાજુ બહાદુરનો વહેમ વધવા લાગ્યો. તેને થયું કે મારા ભાઈઓ અહિં આવેલા છે, તો તેઓ ગયા ક્યાં? આમ વિચારતાં વિચારતાં તેને અધીરાઈ આવી અને તે તો ઓરડામાંથી નીકળી આમતેમ તપાસ કરવા લાગ્યો. પણ કશે પોતાના ભાઈનાં નામનિશાન ન મળે. પણ કોઈ ઓરડામાં હાડકાં, કોઈમાં ખોપરીઓ, તો કોઈમાં લોહીના રેલા ચાલે. દુર્ગંધ પણ ઘણીજ નીકળતી. હવે તો બહાદુરના મનમાં બહુજ શંકા

પેંઠી. આમ તેમ જોતાં તપાસ કરતાં મહેલની એક બાજુએ એક મોટું દિવાનખાનું નજરે પડ્યું.

તે દિવાનખાનામાં પેંઠો—પણ પેંસતાંજ તે દિંગ થઈને ઉભો રહી ગયો ! તેની છાતી ધડકવા લાગી, તેને કપાળે પરસેવો વળવા લાગ્યો. તેની નાડીમાં લોહી કુદાકુદ કરવા લાગ્યું.

એ ઓરડામાં માંસ લોહી નીગળતા મુડદાંના ડુંગરજ ખડકેલા હતા. એ મુડદાં બધાં માણુસનાં હતાં કે કેમ તેયે સમજાય નહિ. કેમકે મોઢાં ડબચાઈ ગયેલા, પગ કપાઈ ગયેલા, વગેરે છૂટા છૂટા ભાગો. છતાં જાણે બધાં મુડદાં નિસાસા મૂકી રહ્યા હોય, એવી બહાદુરના મનમાં ભ્રમણા થઈ—ખોટો ખ્યાલ આવ્યો.

બહાદુરને તો આ જોઈ ઘણીજ બ્હીક લાગી. તે તો મુઠ્ઠી વાળીને ત્યાંથી નાસી છૂટ્યો. દોડતાં દોડતાં બાગમાં આવી પહોંચ્યો. અચાનક એક પોપટ ઉડતો ઉડતો આવીને તેની ખાંધ પર બેઠો અને બહાદુરના કાનમાં ચાંચ રાખી બોલવા લાગ્યો:—

દુનિયા સંકટથી ભરી
ઝાઝે ઠામ ઠગાઈ
હિમ્મત ને શક્તિ ધરી
વધવું આગે ભાઈ

મહેલ બધો જાદુ તણો
ડાકણ માશીનું ધામ
મારે સઘળાં પ્રાણીયાં
જુલમ કરે આ ઠામ
કુહાડી બહુ ઘુમાવીને
કાપી નાંખે હાથ
મૃત્યુ એ પામે નકી
કરશે જમનો સાથ.

એટલું બોલી પંખી ઉડી ગયું અને એક મોટા ઝાડની ડાળે બેઠું. પણ બહાદુરને લાગ્યું કે જાણે આ અવાજ પોતાના પિતાનોજ હોય. વાહ ! મારા બાપુજી મને આવી શીખ આપે છે પછી મારે બ્હીવાનું કેવું ?—એમ તેને થયું. આફત વેળાએ હિમ્મત હારવાથી તો બચી જવાતું હોય, તોયે બચાય નહિ. પણ જો બરાબર મગજ શાંત રાખીને કામ લીધું હોય અને હિમ્મત તથા મજબૂતીથી શક્તિ બતાવી હોય, તો મગદૂર શી આફતની ને મુશ્કેલીની કે ઉભી રહે !

આમ વિચાર આવ્યા એટલે બહાદુરની બ્હીક ઉડી ગઈ. તેણે પોતાની કુહાડી માથા પર ઘુમાવી અને ધોતીઉં જરા ટાઈટ કરી પગ ઠોકયો અને મનમાં બોલ્યો:

"આવવા દો એને ! ભલેને ગમે તેવી મોટી ડાકણી

હોય તોયે શું થઈ ગયું? માશીનો ઢોંગ કરી માણસોને છેતરે છે, પણ જોઉં છું કે મને કેમ ફગાવે છે?"

(૪)

બીજી બાજુ ડોશીમા એક પાકું મોટું સફરજન અને બીજી મિઠાઈ વગેરે લાવીને બહાદુરને આમ તેમ ખોળી રહી હતી. કોણ જાણે ક્યાં ગયો હશે? ક્યાં ઉડી ગયો? દરેક ઓરડે જુએ, અને નામ દઇને મોટી બૂમો પાડે—

"ઓ ભાણારે! કીકા, તું ક્યાં ગયો! તારે માટે હું કેવાં સરસ ફળ લાવી, ને તું ક્યાં ચાલ્યો ગયો? ભાણા! ઓ ભાણા! આ કેવું સફરજન છે, મારા ભાણા તું ક્યાં ગયો?"

આંમ ખોળતી ખોળતી અને બૂમો પાડતી ડોશી બાગમાં આવી પહોંચી. ત્યાં તેણે બહાદુરને જોયો. ત્યારે તેના જીવમાં જીવ આવ્યો. અને તેનાં ઓવારણાં લઈ કહે: બેટા, તું તો અહિં નાસી આવ્યો, અને તને ખોળતાં મારો જીવ નીકળી ગયો. લે આ સફરજન ખા.

પણ ફળ આપવા ડોશી પાસે આવી, એટલે તે લેવાને બદલે બહાદુર તો ત્રણ ડગલાં પાછો હઠયો અને કહે: પહેલાં મારા બે ભાઈઓને બતાવ, પછી ખાઇશ.

દેખાડીશ. દેખાડીશ. હમણાંજ આવશે. તું કેટલે

દૂરથી આવ્યો. થાકીને લોથપોથ થઈ ગયો—તારૂં મ્હોં સૂકાઈ ગયું, તે તારે માટે ખાવાની તજવીજ કરૂં, કે તેમને બોલાવવા જાઉં? જરા ઠંડો પડ. હાથ મ્હોં ધોઇને આ ખા. શાંતસ્વસ્થ થા, એટલે તને તારા ભાઈઓ પાસે લઈ જાઉં.

બહાદુર ઘાંટો પાડી બોલ્યો: ના, એ નહિ બને. પહેલાં મારા ભાઈઓને બોલાવી લાવ, મને બતાવ. પછીજ હું તો ખાવાનાને અડીશ. તે શિવાય નહિ અડું.

બહાદુરે તો જાણે પ્રતિજ્ઞાજ કરી. બીજી બાજુ ડોશીએ પણ જીદજ લીધી. પણ તે દૃઢ રહ્યો—અટલજ રહ્યો.

એમ સામસામા બોલાચાલી ચાલી રહી હતી—આખરે ડોશી કંટાળીને ગુસ્સે થઈ ઉઠી. અચાનક તેનો ચહેરો બદલાઇ ગયો. તેની આંખોમાંથી જાણે આગના ભડકા નીકળવા લાગ્યા. ગુસ્સાભેર તે બોલી:

તારૂં પોતાનું ભલું ઇચ્છતો હોય, તો સીધો સીધો ખાઇ જા! નહિ તો પછી જોઇ લેજે મઝા. ક્યાં આવ્યો છે તે તું જાણે છે?

એમ કહી તે હસી! કેવું રાક્ષસ જેવું હસી?!

બહાદુર પણ હવે તો તૈયારજ ખડો હતો. તે સામું ખડખડાટ હસ્યો અને મજબૂત અવાજે બોલ્યો: ક્યાં આવ્યો? બીજે ક્યાં, મારાજ ઘરમાં તો. મારી મરજી.—નથી જ

ખાતો ફળ. જોઉં શું કરશે ?

તેની આવી હિમ્મત જોઈ ડોશી તો આખે શરીરે જાણે બળી ઉઠી—રાતીતાતી થઈ ગઈ. એકદમ ભયંકર ચહેરો કરી, મોટો ચીસાડો પાડીને બોલી: અલ્યા, હરામખોર ચેલકા—

કુહાડી ઘુમાવીને બહાદુરે પણ તેવાજ જોરથી ઘાંટો પાડયો: અલી હરામખોર ડાકણી? બોલ, સાચું બોલ, કયાં મારા ભાઈઓને રાખ્યા છે? બોલ, નહિ તો પછી જો તારા કેવા હાલ કરૂં છું, તે!

પણ એના બોલ પૂરા થયા ન થયા ત્યાં તો ડોશીમા એકદમ અલોપ થઈ ગયાં—અચાનકજ ગેબ!—અને સાથે સાથે એક મહા ભયંકર અજબ કૌતુક બન્યું!

(૫)

એકદમ ચોબાજુ જાણે અમાસની ઘોર રાત્રિ જેવો અંધકાર છવાઇ ગયો. પવનના સુસવાટા વાવા લાગ્યા. ઝાડો ફડાફડ વૂટવા અને ભોંય પર પડવા લાગ્યા. આકાશમાં કડાકા અને વિજળીઓ થવા લાગી. અને એકસામટા સેંકડો ભૂતપિશાચના હસવાનો ખડખડાટ અવાજ સંભાળાવા લાગ્યો. અંધારૂં તો એવું ઘોર અને બિહામણું હતું, કે પાસેનીયે કોઈ વસ્તુ દેખાતી નહોતી અને પેલા ભયંકર હસવાને

અવાજે તો છાતીમાંનું લોહી પણ જાણે ઠરી જતું!

બહાદુર ગભરાયો. તેનાં રૂંવેરૂંવા ખડાં થઈ ગયાં. પણ એકદમ તેને પેલો પોપટ યાદ આવ્યો. જાણે તે ફરીથી પોતાની ખાંધ પર બેસી પોતાના કાનમાં ગણગણાટ કરે છે એમ તેને લાગ્યું:

દુનિયા સંકટથી ભરી
ઝાઝે ઠામ ઠગાઇ
હિમ્મત ને શક્તિ ધરી
વધવું આગે ભાઈ
મહેલ બધો જાદુ તણો
ડાકણ મારીનું ધામ
મારે સઘળાં પ્રાણીયાં
જુલમ કરે આ ઠામ
તારી કુહાડી ઘુમાવીને
કાપી નાંખે હાથ
મૃત્યુ એ પામે નક્કી
કરશે જમનો સાથ.

બહાદુરને પાછા પોતાના બાપુજી યાદ આવ્યા—તેની હિમ્મત ફરીથી જાગી ઉઠી. તેણે પોતાની કુહાડી ઘુમાવી અને બરાબર સાવધ થઇને એક ઝાડને અઢેલીને તે ઉભો રહ્યો.

અચાનક એક મોટો ધડાકો થયો અને સામે જાણે મોટો અગ્નિ પ્રગટ થયો અને ભડભડ આગ લાગી. બહાદુર

સડકજ થઇ ગયો. એ ભડભડાટ અગ્નિમાં એક લાંબું દોરડું દેખાયું. તે દોરડા પર ત્રણ લોહીગળતાં ડોકાં દેખાવા લાગ્યાં. બે છેડા પરના બે ડોકાં બહાદુરની સામે ડોળા કકડાવતા હતા, અને મ્હોં ઉઘાડી અંદરથી ધૂમાડાના ગોટે ગોટ કાઢતાં હતાં અને વચલું ડોકું પોતાના મોટા દાંત બહાર કાઢી ભયંકર રીતે ખીખી હસતું હતું!

બહાદુર બીધો. પણ એટલામાં તો તુરત તેના કાનમાં પોપટનો ગણગણાટ થયો. એકદમ તે કુદકો મારીને દોડયો અને પેલા દોરડા પર પોતાની કુહાડી વતે એક ઘા કર્યો. ઘા થતાંજ આગ તથા ડોકાં તથા દોરડું બધું તદ્દન ગેબ થઇ ગયું. ફરી પાછું ઘોર અંધારૂં ઝામ્યું. વળી પાછા પિશાચો ખડખડ હસવા લાગ્યા.

એટલામાં પેલી ડોશીમાનો અવાજ સંભળાયો: કેમરે, અલ્યા બહાદુર, તેં જોયું? ડાહ્યો હોય, તો ખાઇ લે પેલું ફળ! નહિ તો પાછાં ભૂતડાં તને ખાવા મોકલીશ.

બહાદુરે ખોંખારો કરી જવાબ દીધો:

મોકલ, મોકલ. જે તારાં ભૂતડાંથી ડરતું હોય તેને ખાવા મોકલ. હું તો તારાથી કે તારાં ભૂતથી તલભાર પણ ડરતો નથી. જોઉં તો ખરો, તે મને શું કરવાનાં છે?

વળી પાછા પેલા ભડકા દેખાવા લાગ્યા. અને આ

વખતે પેલું દોરડું કે તેના ઉપર લટકતાં ડોકાં દેખાયાં નહિ. પણ હજારો જુદા જુદા આકારનાં ભૂતડાં બહાદુરના શરીર પર ધસતા આવવા લાગ્યાં. તેમના ચહેરા બિહામણા હતા અને બંને હાથ અને મ્હોં પહોળું કરી બહાદુરને પોતાની બાથમાં ભીડવા તેઓ દોડતા હતા.

પણ આવું ઘણી વાર જોયું એટલે તે બ્હીએ શાનો? એણે તો કુહાડી ઘુમાવીને આંખના પલકારામાં પેલા આગળ ધસી આવતા ભૂતના હાથ પર લગાવી. હાથ કપાઈ ગયો. સાથેજ બધું અલોપ થઇ ગયું અને સામે જુએ છે તો એક હાથ વગરની ડોશી ઉભેલી. પેલો હાથ કપાયેલો જમીન પર પડેલો હતો.

તેજ વેળા પેલો પોપટ ઉડતો ઉડતો આવ્યો, અને બહાદુરની ખાંધ પર બેઠો. તે કાનમાં કહેવા લાગ્યોઃ ઉઠાવ, ઉઠાવ, આ કપાયેલો હાથ ઉપાડી લે, અને તે પરનું લોઢાનું કડું કાઢી લે. પછી તારે કોઇ જાતનો ડર નહિ રહે.

જરા પણ અચકાયા વગર બહાદુરે પેલી ડોશી આગળ આવે તે પહેલાં હાથ ઉંચકી લઈ કડું કાઢી લીધું અને પોતાના ગજવામાં મૂકયું.

(૬)

તુરતજ એક અજબ જેવી વાત બની. ચોમેરથી જાણે

સોએક માણસો રડતાં હોય તેવો અવાજ, ભારે દયામણો સુર આવ્યો. સાથે સાથે બીજું પણ એક કૌતુક થયું.

માથા પરનું વાદળ જાણે ફાટતું હોય તેમ લાગ્યું, અને અત્યંત તેજથી ઝળહળતી એક પરી નીચે ઉતરી આવી. તે રૂપરૂપનો તો અંબારજ હતી. જાણે તેનું શરીર ચન્દ્રમાથીજ બનાવ્યું ન હોય ! તેણે શરીર પર ફક્કડ ફક્કડ જરીઆન કપડાં પહેર્યાં હતાં, અને જાણે તે રાણીજ ન હોય, તેમ દેખાતું હતું.

નીચે ઉતરતાંજ તેણે ડોશીને ચોટલેથી ઝાલી ને એક ઝાડ સાથે બાંધી. પછી બહાદુર પાસે આવીને કહે છેઃ

આજથી હું તારી સેવામાં હાજર છું. બહાદુર, તારે જે હુકમ કરવો હોય તે કર. બોલ, શું કામ છે ?

બહાદુર તો અચંબો પામીને પત્થરના પુતળા જેવોજ થઇ ગયો. તેની તો જીભજ ઉપડે નહિ. તે પરી ફરીથી બોલીઃ હું જાદુઇ પરી છું. મારૂં નામ મધુપરી. જેની પાસે આ લોખંડી કડું હોય, તેને હું તાબે રહું. બોલ, તારૂં શું ફરમાન છે ?

આટલી વારે બહાદુરને સવાલ સૂઝયો. તેણે પૂછ્યુંઃ મારા બે વડીલ ભાઇઓ ક્યાં છે, તે તું જાણે છે ?

હા—ચાલ, મારી સાથે. એમ કહી મધુપરી મહેલ તરફ

વળી. બહાદુર પાછળ પાછળ ચાલ્યો. મહેલના એક ઓરડા આગળ તે ઉભી રહી. પછી બહાદુરને બે માંસના લોચા પડેલા બતાવીને કહ્યું: આ બે તારા ભાઇઓ. ડોશી જે ફળ ખાવા તને કહેતી હતી તે ખાવાથી આવી સ્થિતિ થાય છે. તે પછી એ ડાકણુ એમાંથી લોહી ચૂસી લે છે. એ બુઢ્ઢી બહુ દુષ્ટ છે. તેણેજ તારા ભાઇઓની આ વલે કરી છે.

પણુ તું શા કામની? તું મારા ભાઇઓને અસલના જેવા જીવતા કર.—બહાદુરે લાગ જોઇને હુકમ કર્યો.

મધુપરીએ પોતાની જાદુઈ લાકડી બંનેને અડાડી એટલે બંને ભાઇઓ જીવતા થયા. તુરતજ બહાદુર તેમને ભેટી પડયો. બંને ભાઇઓ પણુ હરખથી રડયા, અને આનંદ આનંદ થયો.

બધા બહાર આવ્યા ત્યારે પેલી ડોશીને ઝાડ સાથે બાંધી હતી ત્યાં આગળ પેલો પોપટ ઉડતો ઉડતો ગાતો હતો કે:

કુડાં કર્મ કર્યાં પછી
શુભ ફળની નહિ આશ.
તોયે મનવા પાપથી
આણે આપ–વિનાશ.

પોપટના આવા બોલ સાંભળી બહાદુર અજાયબી પામ્યો. તેણે પૂછ્યું: રાણીજી! આ પોપટ શું બોલે છે? આ ડો-

શીમાએ કંઈ કર્યું છે કે શું ? ને આ પોપટ વળી આવી માણસ જેવી ભાષા બોલતાં ક્યાંથી શીખ્યો હશે ?

મધુપરી બોલી: તારે જો એ બધું જાણવું હોય, તો ચાલ મારી સાથે.

પરીરાણીએ પોતાની જાદુઇ લાકડી ઉંચો હાથ કરી ત્રણ વાર ફેરવી. તુરતજ ત્યાં આગળ એક રથ પ્રગટ થયો. એ રથને મધમાખીઓ જોડેલી હતી. આખો રથ મોતીથી મઢેલો હતો અને ચમકારા મારતો હતો.

મધુપરી સર્વને લઈ તેમાં બેઠી. મધમાખીઓએ રથ ખેંચી આકાશમાં ઉડવા માંડ્યું. ખૂબ ઝડપથી ઉડતાં ઉડતાં તેઓ એક દેશમાં આવી પહોંચ્યા. અને રાજાના મહેલ આગળ રથ ઉતાર્યો.

(૭)

મહેલ આગળ ઉતરીને સૌ જુએ છે, તો મોટી હોહા મચી રહી હતી.

અચાનક આગલી રાતથી રાણીને મોટું દરદ નીકળી આવ્યું હતું. તેને એટલું બધું દુ:ખ થતું હતું કે તે ચીસે-ચીસ પાડતી હતી. સેંકડો વૈદ, દાકતર ને 'હકીમો આવી ગયા, પણ કોઈનાથી હજુ કંઈ ફેર ન હતો. રાજા પણ નિરાશ અને દિલગીર થઇને બેઠો હતો. છેવટે એણે ગામમાં

ઢંઢેરો પીટાવ્યો, કે જે કોઈ માણસ, ગમે તે રીતે, મારી રાણીને સાજી કરશે, તેને અડધું રાજપાટ આપીશ અને મારી કન્યા પરણાવીને જમાઈ બનાવીશ.

આવો ઢંઢેરો પીટાતો બહાદુરે સાંભળ્યો. મધુપરીએ બહાદુરને ઈશારો કર્યો કે આ કામ તું માથે લે. બહાદુરે પરીનું જાદુ જોયું હતું એટલે તે સમજી ગયો કે પરીની જાદુઈ લાકડીથી ગમે તેવો રોગ સાજો થઈ જશે. તે તુરત શહેરના કોટવાળ પાસે ગયો, અને તેને કહ્યું કેઃ રાણીજીને હું સાજાસમાં કરી આપીશ. કોટવાળ તેમને બધાને રાજાના દરબારમાં લઈ ગયો. મધુપરીએ પોતે આખે શરીરે ઝભ્ભો પહેરી લીધો હતો. અને બુઢ્ઢી ડોશીમાને ચોટલા વતી ઝાલી હતી. પેલો પોપટ પણ તેમના માથા ઉપર ઉડતો ઉડતો આનંદના અને ઉલ્લાસના ટહુકારા કર્યા કરતો હતો.

બધું સરઘસ રાજસભામાં આવ્યું. તેમને જોઈ રાજા અચંબો પામ્યો. અને ગુસ્સાને સાદે પૂછવા લાગ્યોઃ તમે કોણ છો ?

બહાદુર તુરતજ છાતી કાઢીને બહાર આવ્યો. અને કહ્યુંઃ રાજાજી, ગુન્હો હોય તો માફ કરશો, પરંતુ રાણીજીના દરદની વાત સાંભળીને અમે અહીં આવ્યા છીએ. અમારી પાસે તેમને સારા કરવાની દવા છે. માટે તેમને અહીં

તેડાવો અને પડદા આડે સૂવાડો. પછી અમારો ચમત્કાર તમે જોજો.

રાજાને જરા નવાઈ લાગી. છતાં તેણે તો રાણીને તેડાવી. રાણી દરબારમાં આવી ને પડદા આડે સૂતી. પણ તેમ કરતાં કરતાંમાં તેનું દરદ એટલું બધું વધી ગયું, કે તેની ચીચીયારીઓ બહુજ વધી ગઈ. આખો દરબાર ગાજી ઉઠયો. આથી રાજાજીના ગુસ્સાનો પાર રહ્યો નહિ, અને બૂમ પાડીને તે બોલ્યો: તુરતજ રાણીને સારૂં કરો, નહિ તો હમણાંજ તમારાં સૌનાં ડોકાં ઉડાવી દઈશ.

ફિકર નહિ, મહારાજ, ફિકર નહિ. એમ કહી બહાદુરે મધુપરી તરફથી મળેલું એક ચંપાફુલ રાજાને આપ્યું. ફુલ આપી તેણે રાજાને કહ્યું: મહારાજ, આ ફુલ રાણીજીને સુંઘાડી, તેમના માથા પર ધરી રાખો. સારૂં થઈ જશે.

રાજા તુરત પડદામાં દોડયો. ફુલ રાણીને સુંઘાડયું, ને તેના માથા પર ધરી રાખ્યું. પણ એક બે ક્ષણ વીતી ન વીતી તેવામાં ત્યાં અજબ ચમત્કાર દેખાયો.

રાણી એકદમ ઉડી ગઈ. તેને ઠેકાણે એક કદરૂપી, બેડોળ, ભુતડી જેવી સ્ત્રીનું શરીર ત્યાં દેખાયું. તે શરીર ચીસાચીસ પાડતું, કુદાકડા મારતું પડદામાંથી બહાર નીકળ્યું અને એકદમ દોડતું પેલી મધુપરી પાસે જઈ તેના

પગ આગળ આળોટી પડ્યું!

આખો દરબાર આ જોઇને દિંગ થઈ પત્થરના પૂતળા પેઠે સજડ થઇ ગયો! રાજાએ પણ શોર કર્યો: અરે હરામીઓ! આ બધું શું છે? મારી રાણી ક્યાં છે?

(૮)

ગભરાશો નહિ મહારાજ, શાંતિ રાખો. બધાં સારાં વાનાં થશે. એમ કહી બહાદુરે મધુપરીને આંખનો ઇશારો કર્યો. તુરત તે પેલી ડોશીમાનો ચોટલો તાણતી તાણતી રાજા પાસે ખેંચી ગઇ અને મોટો ઘાંટો પાડી કહ્યું: બોલ, એકદમ સાચેસાચી વાત કહી દે.

ડોશીમા થરથર ધ્રુજવા લાગી. તેની આંખમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં. પછી તે બોલી: શું કરૂં મહારાજ! ભૂત ડાકણના મંતરજંતર શીખવાથી મારી આવી દશા થઈ છે! આ તમે જુઓ છો તે—આ રાણીમાનું બેડોળ શરીર તે ખરેખરાં રાણીનું નથી. તે તો મારી ભાણેજ છે, ભાણેજ. તે આટલા દિવસ તમારી રાણીનું રૂપ લઇને તમારી સાથે રહી હતી. મહારાજ, મને અને તેને ક્ષમા કરો.

અમે બંને સાથે જંગલમાંના એક મહેલમાં રહેતાં હતાં. ત્યાં આગળ થઇ, આપ અવારનવાર શિકાર ખેલવા

જતા. આપને જોઇને તેને આપની રાણી બનવાનું મન થયું અને મારી પાસે જીદ લીધી. મેં બહુ ના કહી, પણ મારો કેડો તેણે એવો તો લીધો, કે મારે તેનું કહ્યું કરવું પડયું.

આ સાંભળી રાજાનું મ્હોં વીલું પડી ગયું. દરબારીઓ પણ ધ્રુજવા લાગ્યા. ડોશીમાએ તો આગળ ચલાવ્યું:

મેં મંતરજંતર વડે આ જાદુઈ પરીને મારે વશ કરી હતી. અને તેની મદદથી મારી ઈચ્છા મુજબ હું કરી શકતી. એક દિવસ આપ શિકાર રમતાં રમતાં બહુજ આઘે નીકળી ગયા અને રાત જંગલમાંજ કાઢવી પડી. તે વખતે મધરાતે હું મારી ભાણેજને લઇને તમારા મહેલમાં આવી. રાણીજી તો પલંગ પર ભર ઉંઘમાં સૂતાં હતાં. તેમના માથા પર એક જાદુઈ ફુલ મેં અડાડયું. એટલે તુરતજ તેઓ મેના રુપે બની ગયાં!

રાજા તો અજાયબીમાં ગરકાવ થઈને સાંભળ્યાજ કરતો હતો. આખો દરબાર પણ સડકજ થઈ ગયો હતો. વળી પાછું મધુપરીએ ડોશીને જલદી વાત આગળ ચલાવવા ફરમાવ્યું, એટલે તે બોલી:

મહારાજ, મેં તો તે મેનાને પકડીને એક પાંજરામાં પૂરી દીધી. બીજું એક ફુલ મેં મારી ભાણેજને માથે




બહાદુરને અને તેની રાણીને સિંહાસન પર બેસાડી પોતાના મધમાખીઓ વડે ખેંચાતા મોતીથી જડેલી છીપલી-ઓના રથમાં બેસી મધુપરીએ આકાશમાં પ્રયાણ કર્યું.

વાત ૧ લી: : ડાકણ માશી

અડાડયું. તુરતજ તે રાણીના જેવીજ બની ગઇ અને પલંગ પર સૂઈ ગઈ. મેનાનું પાંજરૂં લઇને હું મારે મુકામે ગઈ. એક મંતરેલું લોખંડનું જાદુઈ કડું મારા હાથમાં હતું. એ કડું જ્યાં સુધી પહેરેલું હોય, ત્યાં સુધી જાદુઈ પરી મારે તાબે રહે, અને એક ગુલામડી પેઠે હું ફરમાવું તેમ કરે. પણ એ કડું તો હું હવે ગુમાવી બેઠી છું. એટલે હવે હું ફસાઈ ગઈ છું. ચાહે મારો, ચાહે ઉગારો. મને હવે સમજ પડે છે કે પાપનું ફળ હંમેશ બૂરૂંજ મળે છે. કોઇથી પણ એ સજા અટકાવી શકાતી નથી. મહારાજ, અમે બંને આપનાં ગુનેહગાર છીએ. આપનું દિલ ચાહે તે સજા કરો. અમે ઘણાંજ પાપ કર્યાં છે. હવે મારામાં કંઇજ શક્તિ રહી નથી. હવે પછી હું પાપ કરનાર નથી. મહારાજ, મને ને મારી ભાણેજને માફ કરો તો બહુ સારૂં.

એમ કહી ડોશીમા રાજાના ચરણમાં આળોટવા લાગી. પેલી તેની ભાણેજ પણ ચોધાર આંસુએ રડતી હતી.

તુરતજ મધુપરીએ પોતાની લાકડી હવામાં ફેરવી. રૂપાળી મેનાવાળું એક પાંજરૂં ત્યાં દરબારમાં પ્રગટ થયું. મેનાને ફુલ સુંઘાડતાંજ તેણે અસલી રાણીનું રૂપ ધારણ કર્યું. તુરતજ રાજા તેને ભેટી પડયો. પછી બંને સિંહાસન પર બેઠાં. આખા દરબારે રાજારાણીના જયજયકાર બોલાવ્યા.

પછી પેલો પોપટ જે માથા પર ઉડ્યા કરતો હતો તેને પરીએ લાકડી અડાડી. તુરતજ તે ત્યાં બહાદુરનો બાપ કઠીઆરો થઈને ઉભો રહ્યો. પછી મધુપરી બોલીઃ રાજાજી, હવે આ બહાદુરને તમારી કન્યા પરણાવો. આ બે ડાકણોને તમે દેશનિકાલ કરજો. એમની આખી જીંદગી ભુંડી રીતે જશે, એજ એમને પૂરતી સજા છે. બહાદુરના બાપને એના દીકરાનું સુખ જોવા તે સ્વર્ગનો પોપટ હતો ત્યાંથી મેં આણ્યો છે. હવે બહાદુરને અડધું રાજપાટ અને તમારી કુંવરી આપો.

તુરતજ રાજાએ બ્રાહ્મણોને બોલાવ્યા. વાજતે ગાજતે બહાદુરનાં લગ્ન થયાં. વળી તેને અડધું રાજપાટ મળ્યું. બહાદુરને અને તેની રાણીને, પોતાના મધમાખીઓ વડે ખેંચાતા મોતીથી જડેલા શિપાણીઓના રથમાં એક સિંહાસન પર બેસાડી, મધુપરીએ આકાશ માર્ગે તેમની નવી રાજધાની ભણી પ્રયાણ કર્યું.

પછી સૌએ ખાઈ પીને મોજ કરી.



# રાક્ષસ-ધણી

એક હતો રાજા. તેને સાત રાણી. પણ પેટ છોકરો એકે નહિ. માત્ર છેક નાની રાણીને એકજ કુંવરી હતી. તે કુંવરી બહુ રૂપાળી હતી. પણ તેને પોતાના રૂપનો બહુ ગર્વ હતો. એ કુંવરીનું નામ રાજબા હતું.

રાજબાને ફુલઝાડનો બહુજ શોખ. તેણે એક સરસ નાનો બાગ પોતાને હાથે બનાવેલો. આ બાગમાં તેણે બે ગુલાબના ક્યારા બનાવ્યા હતા, અને તેમાં ગુલાબનાં બે બહુજ સરસ છોડ હતા. રાજબા એકને રોજ દુધ પાતી અને બીજા છોડને દહિં પાતી. એમ કરતાં કરતાં રાજબા સોળ વરસની થઈ.

તે આવડી મોટી થઈ એટલે રાજાને થયું કે હવે આ કુંવરીને પરણાવવી જોઇએ. એટલે તેણે કુંવરીને માટે વર ખોળવાની તૈયારી કરવા માંડી. ત્યારે કુંવરીએ રાજાજીને

કહ્યું, કેઃ બાપાજી, મારે પરણવાની એકજ શરત છે. જે માણસ મારા ગુલાબના છોડ પારખી આપે, કે આ છોડ દુધનો છે ને આ દહિંનો છે, અને પોતે કેમ ખોળી કાઢ્યું તે મને બરાબર સમજાવે, તેને હું પરણું.

એકની એક છોકરી, એટલે રાજાને બહુ વહાલી હતી. લાડ પણ બહુ લડાવેલા. તે જેમ કહે તેમજ થાય. તેથી રાજાએ આ વાત કબુલ કરી અને આખા રાજમાં ઢંઢેરો પીટાવ્યો.

તે પછી રોજ નવા નવા જુવાનીઆઓ દરબારમાં આવવા લાગ્યા. રાજાની કુંવરીને પરણવાનું કોને મન નહિ થાય? સૌનેજ થાય. પણ બાપડા જે આવે તે બધા હારીને પાછા જાય. કેમકે રાજબાના સવાલનો જવાબ કોઇનાથી અપાય નહિ. આ દુધનો છોડ છે, ને આ દહિંનો છે એમ ઘણા તો અદ્ધર ઠોકતા; ખોટા પડતા તે તો વીલે મોંઢે ચાલ્યાજ જતા; ખરા પડતા તેમનાથી કંઈ સાબિતી અપાતી નહિ ને ભોંઠા પડતા. એમ ને એમ ઘણા દિવસ નીકળી ગયા.

હવે એવું બન્યું કે રાજાની રાજધાની પાસે એક જંગલ હતું ને ત્યાં એક ગુફામાં એક રાક્ષસ રહેતો હતો. તેના સાંભળવામાં આ વાત આવી. તેને થયું કે કોઈપણ રીતે એ રૂપાળી છોકરીનો અહંકાર મારે તોડવો. એને

પોતાના રૂપનો અને પેલા બે છોડનો બહુ ગર્વ છે તો લાવ, હું તેનો મદ તોડી નાંખું. પછી તેણે તો એક રૂપાળા રાજકુંવરનો વેશ ધારણ કર્યો, અને રાજાને દરબારે ગયો. ત્યાંથી કારભારીઓ તેને કુંવરી પાસે લઇ ગયા. કુંવરી તેને બાગમાં લઇ ગઈ, અને પૂછ્યું: આ બે છોડ ગુલાબના છે. તેમાં કયો દુધે ઉછરેલો છે, ને કયો દહિંએ ઉછરેલો છે?

પેલા રાક્ષસે તો તુરત જવાબ આપ્યો: આ જમણો દહિંનો છે અને આ ડાબો દુધનો છે.

વારૂ, પણ તેની સાબિતી શું? તુરતજ રાજબાએ સવાલ પૂછયો.

તેની સાબિતી તો બહુજ સહેલી છે.—પેલાએ જવાબ આપ્યો: દહિંવાળાના પાંદડાં ખાટાં હશે, ને દુધવાળાના મીઠાં હશે.

આ તેની ચતુરાઈ જોઈ રાજબા ખુશ થઈ. અને તેણે તેની સાથે પરણવાનું કબુલ કર્યું. રાજાએ ખૂબ ધામધૂમથી બેનાં લગન કર્યાં. પછી લગન થઈ રહ્યા એટલે ખૂબ પહેરામણી આપીને રથમાં બેસાડીને વિદાય કર્યાં; કેમકે પેલો રાક્ષસ પોતાને ઘેર જવાને અધીરાઈ બતાવતો હતો.

પેલા રાક્ષસે તો રથને શહેર બહાર જઈ જંગલમાં ખૂબ ગીચ ઝાડીમાં હાંકવા માંડયો. તે જોઈ કુંવરી મનમાં

ગભરાવા લાગી. તેણે તેને પૂછ્યું: કેમ, તમે રથ આમ કેમ હાંકો છો? આમ તો કોઈ શહેર નથી. આમ તો પેલો મુઓ રાક્ષસ રહે છે.

એમ કે? મુઓ રાક્ષસ રહે છે? ત્યારે લે, સાંભળ. હું તે રાક્ષસજ છું. એમ કહી પેલા રાક્ષસે પોતાનું રૂપ બદલી નાંખ્યું અને રાક્ષસી વેશ ધારણ કર્યો.

આ જોઇને રાજબા તો ગભરાઈ ગઈ. રાક્ષસનું બિહામણું મોઢું, ચીબું નાક, મોટા મોટા દાંત, લાંબાં છૂટા વાળ વગેરે જોઇ તે તો હેબકજ ખાઇ ગઈ. નહિ બોલાય કે નહિ ચલાય. એટલે પેલો રાક્ષસ બોલ્યો: જો, તું સીધી સીધી મારી સાથે રહેશે તો હું રાજકુમાર તરીકે રહીશ. ને મારી સાથે બરાબર નહિ વરતે તો પછી તારા પર રાક્ષસી જુલમ કરીશ તે નકકી જાણજે. એમ કહી તેણે પોતાનું આગલું રૂપ ફરી ધારણ કર્યું. તેથી રાજબાને કંઈક શાંતિ વળી.

એમ કરતાં કરતાં ગુફા આવી લાગી. ત્યાં બંને ઉતર્યાં અને રહેવા લાગ્યાં. રાજબા રોજ રાંધે ને રાક્ષસ ખાય. એમ કરતાં કરતાં રાજબા પહેરામણીમાં લાવેલી તે બધો માલ પૂરો થયો. ધીમે ધીમે અનાજ ખૂટવા લાગ્યું. રાક્ષસ તો આળસુ થઈ ગયો હતો. તેને તો ખાઈ પીને

ઉંઘવા બહુજ જોઇએ. ઉંઘીને ઉઠે એટલે ખાઉં ખાઉં કરે. એમ કરતાં કરતાં કંઈ ધાન્ય રહ્યું નહિ. એટલે રાજબા તો બહુજ ગભરાઈ. એક દિવસ ખાવાનું તદ્દન પૂરૂં થયું. રાક્ષસ ખાઇને ઉંઘી ગયો. એટલે રાજબાએ તુરતજ ગુફા છોડીને નાસી જવાનો વિચાર કર્યો. તેને લાગ્યું કે રાક્ષસ જાગશે, ખાવાનું માંગશે, ને તે નહિ મળે તો મનેજ ખાઈ જશે. માટે નાસી જાઉં તો એવા ઘાતકી મોતમાંથી છૂટું. એમ વિચારી થોડું ખાવાનાનું ભાતું હતું તે લઈ તે રસ્તે પડી ગઇ.

જાતે રાજકુંવરી, કોઈ દિવસ ચાલેલી નહિ, રસ્તો જોયેલો નહિ એટલે બિહામણાનું તો પૂછવુંજ શું? પણ રાક્ષસની બ્હીકથી તેણે તો આઘું પાછું જોયા વિના દોડવા માંડયું. દોડતાં દોડતાં તે ખૂબ દૂર ને દૂર ગઈ. લગભગ ત્રણ ચાર કલાક તે ચાલી અને દશબાર માઇલ કાપ્યા ત્યારે એક ગામ આવ્યું. તેમાં તે પેંઠી. ફરતાં ફરતાં, એક મહોલ્લામાં એક ઘરડો મોચી ઓટલે બેસીને જોડા શીવતો દેખાયો. તેના ચ્હેરા પરથી તે બહુ ભલો લાગ્યો. એટલે રાજબાએ જઇને તેને કહ્યું: મોચીકાકા, મોચીકાકા, મને બેચાર રાત તમારે ત્યાં નહિ રહેવા દો?

એટલા પેલા મોચીએ તેને પૂછ્યું: બાઇ, તું કોણ છે?

રાજબાએ તેને બધી વાત કરીને કહ્યું, કેઃ હું પેલી મેરના ગામના રાજાની છોકરી છું ને રાક્ષસ સાથે પરણી છું. તે મને ખાઈ જવા મારી પાછળ પડયો છે, તેથી હું ભાગીને આવી છું. માટે મને રહેવા દો, તો તમારો મોટો ઉપકાર થશે.

ભલે બ્હેન, ભલે. મારા ઘરમાં રહેજે, ને છાશ ને રોટલા ખાજે. કોઈને દીધાથી કંઇ ખૂટી જાય છે?

એ સાંભળી રાજબા તો ત્યાં રહી.

બીજી બાજુ એવું બન્યું કે રાક્ષસ તો ઉંઘી ગયેલો તે છેક સાંજે જાગ્યો. જાગીને જુએ તો ઘરમાં કોઇ મળે નહિ. તેણે બહુ બૂમો મારી, પણ સાંભળે કોણ? અડધો કલાક—પોણો કલાક થયો; પણ રાજબા હોય તો આવે કેની? નહિતો કયાંથી આવે? બહુ ભુખાળવો થયો હતો તેથી રસોડામાં તપાસ કરી તો બધા હાંલ્લા ખાલી ને ખાવાનાને નામે આરતિ. આથી તો તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ, અને ગમે ત્યાંથી છોકરીને પકડી લાવીને તેને ખૂબ દુઃખ દેવું એવો તેણે મનસૂબો કર્યો. ને પછી આમથી તેમથી થોડાંક ફળ લઈ આવી, તે ખાઇ, દોડતો કુદતો તે રસ્તે પડયો અને જોશભેર ચાલવા માંડ્યું. દોઢેક કલાકમાં તો તે પેલે ગામ આવી પણ પહોંચ્યો. રાજબાને પગલે પગલે



રાજાનો કુંવર શિકારે નીકળેલો તે બધાથી છૂટો પડી ગયેલો અને એકલો ઘોડો દોડાવતો ત્યાં આગળ આવી પહોંચ્યો.

વાત બીજી: : રાક્ષસ ધણી

ચાલી તેણે તપાસ કરી. ઘણાને પૂછ્યું, પણ કંઈ પત્તો મળ્યો નહિ. પેલા મોચીનું ઘર આવ્યું ત્યાં તેને યે પૂછ્યું પણ તેણે સુદ્ધાં તેને કંઇ સાચો જવાબ આપ્યો નહિ. રાજબાને તેણે કોઠારમાં છૂપાવી દીધી હતી. એટલે તેણે કહ્યું: આપણે તો કંઈ જાણુતા નથી. તમે તમારે બીજે કોઇ ગામ પૂછો.

વારૂ. હાલ તો ઠીક છે. પણ જો કોઇ ગોરી, લંબાચા ચ્હેરા વાળી, બે ગાલે બે તલવાળી સત્તર વરસની બાઈ આવે તો તેને પકડી રાખજો. તે મારે ત્યાંથી નાસી ગઇ છે.

વારૂ ભાઇસાબ, વારૂ. એમ કહી મોચીકાકાએ તેને વિદાય કર્યો. તે બીજી તરફ વળ્યો.

રાજબા તો આમ બહુજ ગભરાવા લાગી. તેને લાગ્યું કે હું જરા પણ ઘર બહાર નીકળીશ તો પકડાઇ જઈશ. અને મોચીને ત્યાં તે કેટલા દિવસ રહેવાય? પછી તેણે એક યુક્તિ શોધી કાઢી. તેણે ડોસાને કહ્યું: ભલા મોચીકાકા, તમે મને મારા શરીર જેવું એક ચામડાનું ખોખું કરી આપો. એવું પાતળું, કાળું, ને બંધબેસતું કે હું પહેરી લઉં પછી ઓળખાઉંજ નહિ. પછી હું મારે ગમે ત્યાં બીજા કોઈ રાજમાં નાસી જઈશ ને નોકરી ચાકરી શોધી લઇશ.

ત્યારે મોચીકાકાએ કહ્યું: ભલે. એમ તેણે કહી ખૂબ

પાતળા ચામડાનું શરીરનું ખોખું રાજબાને બનાવી આપ્યું. તે રાજબાને શરીરે એવું સરસ બંધબેસતું આવી જતું, કે તેને જુએ તો કોઈ ઓળખીજ ના શકે.

તે પહેરી રાજબા ચાલી નીકળી. મોચીડોસો તેને છેક ગામને પાદર વળાવવા ગયો. પછી રાજબા હિંડતી હિંડતી દૂર ગઇ.

મુસાફરી કરતાં કરતાં તે એક નગરમાં આવી. ત્યાં બીજા રાજાનું રાજ હતું. પોતાને કોઇ દુઃખ ન દઈ શકે તે સારૂ તે રાજાને ત્યાંજ નોકરી લેવાનું તેણે નકકી કર્યું, અને તપાસ કરી. કેટલીક તજવીજ પછી એક રાણીની હજુરમાં તેને દાસીની જગા મળી.

એક દિવસ એવું બન્યું કે રાજબાને રાણીએ ગામ બહાર ઘણે દૂર આવેલા એક જંગલમાંના તળાવમાં કમળ લેવા મોકલી. તે તળાવની આસપાસ બધે જંગલ હતું, આવું એકાંત જોઇ રાજબાને પેલું ખોખું કાઢી નાંખીને ડીલ ચોળી નહાવાનું મન થયું. આસપાસ કોઈ નથી એવું જોઇને તેણે ધીમે રહીને ખોખું કાઢી નાંખ્યું, અને સાદે લુગડે ન્હાવા ઉતરી.

તે નહાતી હતી, એવામાં વળી એક કૌતુક થયું. રાજાનો કુંવર શિકારે નીકળેલો તે બધાથી છૂટો પડી ગયેલો

અને એકલો ઘોડો દોડાવતો ત્યાં આગળ આવી પહોંચ્યો. તેણે તળાવમાં કોઇ સ્ત્રીને નહાતી જોઈ. તેને લાગ્યું કે આ કોઈ અપ્સરા અથવા તો સ્વર્ગની કોઈ દેવીજ જાણે નહાવા ઉતરી છે. રાજબા રૂપાળી તો હતીજને? તેણે તો મનમાં નક્કી કર્યું, કે બસ પરણું તો આ અપ્સરાનેજ પરણું. એમ કરી તેણે રાજબાને બૂમ પાડીને કહ્યું: હે દેવી! તું કોણ છે? ને અહિં ન્હાવા ક્યાંથી આવી?

રાજબા તો આવો ઘાંટો સાંભળી શરમાઈ ગઈ ને ગભરાઇ પણ ગઈ. પણ કરે શું? જવાબ દીધા વગર છૂટકો નહોતો. અને હવે અહિં પોગળ ચાલે તેમ નહોતું. એટલે કુંવરને બધી વાત કહી સંભળાવી અને પોતે રાણીને ત્યાં દાસી છે એમ કહ્યું. ત્યારે કુંવર કહે: ના, ના. હવે કંઈ તારે દાસી રહેવાની જરૂર નથી. હવે તો હું તને પરણીજ જઈશ. પછી મગદૂર શું પેલા રાક્ષસની, કે તને કંઇ દુ:ખ દે?

પછી કુંવર તો રાજબાને લઇને મહેલ તરફ ગયો. અને રાજાને વાત કરી, કે મારે આ સ્ત્રીને પરણવું છે. રાજાએ આનાકાની કરી. પણ કુંવર લાડકવાયો હતો, એટલે કંઈ ચાલ્યું નહિ. પછી રાજબાને પેલું ખોખું પહેરવાની જરૂર રહી નહિ, ને તે ખુલ્લે ડીલે રહેવા લાગી.

આ વાત વાએ ઉડતી ઉડતી પેલા રાક્ષસભાઇને કાને

આવી. તેણે મનમાં નક્કી કર્યું કે હવે કોઈ પણ રીતે એને પકડીને ખાઈ જાઉં ત્યારેજ હું રાક્ષસ ખરો. પછી તેણે બંગડીવાળાનો વેશ ધારણ કર્યો, અને ફરતો ફરતો ત્યાં બંગડી વેચવા આવ્યો. સારી સારી બંગડીઓ બતાવવાને બહાને તે રાજબાના મહેલમાં ગયો. રાજબાને ઘરેણાંનો બહુ શોખ હતો; એટલે જુદી જુદી બંગડી વસાવવામાં બહુ પૈસા ખરચતી. આ રાક્ષસ પાસે સારી સારી બંગડી જોઇ તે તે પહેરવા બેઠી, ને દાસીને પૈસા લેવા મોકલી. આ બાજુ બંગડીવાળો બંગડી પહેરાવતો જાય ને નખ મારતો મારતો કહેતો જાયઃ નાસી આવી તો નાસી આવી, પણ કાલે રાત્રે તને ખાઈ જઇશ. કાલે રાત્રે તને ખાઇ જઇશ. આ સાંભળી રાજબાએ તેને ઓળખ્યો ને ગભરાઇ ગઇ. એટલામાં દાસી પૈસા લઈ આવી પહોંચી એટલે પૈસા લઇને પેલો તો વિદાય થઈ ગયો. પણ "કાલે રાત્રે, કાલે રાત્રે" એમ બબડતો બબડતો ગયો.

તે ગયો એટલે રાજબાએ તો કુંવરને બોલાવીને બધી વાત કરી, કેઃ કાલે શુક્રવાર છે ને મને ખાઈ જવા રાક્ષસ આવવાનો છે. દર શુક્રવારે મધરાતે એનામાં ખુબ જોર આવે છે અને બહુ ભૂખાળવો થઈ જાય છે. માટે મારૂં તો હવે આવીજ બન્યું છે.

રાજાનો કુંવર બહુ વિચારમાં પડી ગયો. તેને રાજબા બહુ વહાલી હતી. એટલે કોઈ પણ ઉપાયે તેને બચાવવાનો એણે વિચાર કર્યો. એટલામાં તેને યાદ આવ્યું કે મારો દોસ્તદાર ધીરો બહાદુર કરીને બ્રાહ્મણ છે તે મંત્રતંત્ર જાણે છે. તેને વાત કરીએ તો તે કંઇ ઉપાય કરશે. એમ વિચાર કરી ધીરાને બોલાવી મંગાવ્યો ને બધી વાત કરી. એટલે ધીરો કહે: ઓહો, એમાં શું છે? શુક્કરવારીયો રાક્ષસ હશે તો તેનો મંત્ર મારી પાસે છે. એમ કહી તેણે સવા મણ અડદનો લોટ ને સવા મણ ખાંડ તથા સવા મણ ઘી મંગાવ્યાં ને પછી તેની એક પુતળી બનાવી. અને તેના ઉપર મંત્રજંત્ર ભણીને તેને એક મોટા પલંગ ઉપર સુવાડી. આ બધું કરતાં કરતાં શુક્રવારની રાત પડી, એટલે ધીરાએ રાજબાને કહ્યું કે તમે મારા મંતરેલા પાણીથી નાહી લેજો અને એક ઓરડીમાં ભરાઇ જજો. એટલે એનાથી તમને અડાશે નહિ, ને બહુ ભુખ લાગશે એટલે પેલી પુતળી ખાઇ જશે ને તેથી પોતેજ મરી જશે. પછી રાજબાએ તેમ કર્યું.

મધરાત થવા આવી એટલે સાપનો વેશ ધારણ કરીને પેલો રાક્ષસ એક બારીએથી પેંઠો. જ્યાં રાજબા રોજ સુએ ત્યાં પેલી પુતળી ગોઠવી હતી. એકદમ બારના ટકોરા

થયા એટલે પેલો રાક્ષસ પોતાના ખરા રૂપમાં આવ્યો અને ખાઉં ખાઉં કરતો કુદવા લાગ્યો. પણ એ તો સાતમે માળે હતો. રાજબા છેક ભોંય તળીયે ઓરડીમાં સંતાઇ ગઇ હતી ખાઉં ખાઉં કરતાં તેની નજર પેલી પુતળી પર પડી; એટલે તે સમજ્યો કે આ રાજબાજ સૂતી છે. એમ કરી તેને ખાવા લાગ્યો ને આખી ને આખી ખાઈ ગયો. પણ તે ખાઈ રહ્યો એટલે તુરતજ તેનો જીવ નીકળી ગયો અને ત્યાંજ તે પડયો તથા સોનાનું ઢીમચું થઇ ગયો. તેનો પડ વાનો અવાજ મોટો થયો એટલે બધા દોડી આવ્યા. કુંવર પણ આવ્યો. ધીરો પણ આવ્યો. પછી બધાએ જોયું તે સોનાનું ઢીમચું પડેલું હતું. બધા સમજી ગયા.

પછી તે સોનાના ઢીમચાંમાંથી રાજબાએ બહુ ઘરેણુ ઘડાવ્યાં અને કુંવરની સાથે રહીને ખાઈ પીને મોજ કરી.



# નવી રાણી

(૧)

એક હતો રાજા. તેને એકજ રાણી હતી. બંને બહુ રૂડી રીતે રહેતાં હતાં. રાજાનો દેશ બહુ મોટો ને આબાદ હતો; અને બંને વચ્ચે હેત પણ સારૂં હતું.

રાણી બહુ રૂપાળી હતી. જ્યાં જાય ત્યાં જાણે અજવાળાં અજવાળાં થઈ રહે. ને રૂપ પ્રમાણેજ ગુણ. આખું રાજ્ય તેને દેવીની પેઠે પૂજા કરે. જાણે કે વૈકુંઠમાંથી લક્ષ્મીદેવીજ ઉતર્યાં હોય, તેમ તેને માને.

પણ રાજારાણીને દુઃખ એકજ હતું. રાણીને પેટે કંઇજ છૈયાં ન હતાં !

રાજારાણી બંને મળી વારતહેવાર, પૂજા પાઠ કર્યાંજ કરતાં. અપવાસ કરતાં, દાન પણ બહુ દેતાં. રોજ પરમેશ્વરની પ્રાર્થના કરતાં, કે હે ભગવાન, તું અમને એકજ

બાળક આપ. પણ કેમે કરી તેમની ઇચ્છા પાર પડે નહિ.

એમ કરતાં બહુ વરસ નીકળી ગયાં. રાજાની ઉમ્મર પણ ચાળીસની ઉપર થઈ. પણ છતાં ગાદીને માટે વારસ ના મળે. આખરે રાણીએ જીદ લીધી, કેઃ રાજાજી, હવે તો બહુ થયું. મારે પેટે બાળક જન્મે તેવી પરમેશ્વરની ઇચ્છાજ નથી તો આપ હવે સુખેથી બીજું લગ્ન કરો. કોઈ સારી ગુણીઅલ બાળા વેરે આપ પરણો, જેથી ગાદી પર બેસવાને પુત્ર થાય. નહિ તો આપણું નામનિશાન પણ દુનિયામાં કેવી રીતે રહેશે ? તે બાળાના ભાગ્યમાં હશે તો જરૂર આપણા વંશની વૃદ્ધિ થશે.

રાજા કહેઃ રાણીજી, એ વાત તો ખરી. પણ મારાજ નસીબમાં ન હોય, અને તેને પણ કંઇજ બાળક ન થયું, તો પછી તમને શોક્યનું સાલ ઉભું કરવાનુંજ પાપ મને લાગે કની ! એવી ઉપાધિમાં પડવાનું મને મન નથી થતું.

ના, ના, એવું નહિ બને. તે બાળાને ભાગ્યે જરૂર પુત્ર થશે. ને બાકી તો અમે બંને સગી બ્હેનો પેઠેજ રહીશું. હું તેને મારી નાની બ્હેન તરીકેજ માનીશ.

એ વાત તો ખરીસ્તો—રાજાએ રાણીને વળતો જવાબ આપ્યોઃ એ રીતે તમે તો તેને ગણશોજ એવી મારી ખાતરી છે. પણ તેની આંખમાં અદેખાઇનું ઝેર હશે, તો ? આખરે

તો એમાંથી કંકાસજ નીપજે કેની ?

રાણી કહેઃ ના, ના, મહારાજ, એવા ખોટા ખોટા વિચાર મા બાંધશો. અમારા વચ્ચે તકરાર થાયજ શા સારૂ ? જંગલનાં ભયંકર પશુઓ સુદ્ધાં હળીમળીને રહે છે, તો પછી આપણે માણસો એક બીજાને પ્રેમથી વશ ના કરી શકીએ શું ?

ના રે ના ! રાણીજી, તમે આ પાપી સંસારની આટી-ઘુંટીઓ જાણતાં નથી. પશુપંખી તો મળી સમજીને રહે, પણ માણસોજ કજીયાકંકાસ કરવામાં શૂરા હોય છે. રાજાએ વાંધો કાઢયો.

પણ રાણીએ તો સ્ત્રીહઠજ પકડી. રાજા બહુ સમજાવે પણ માનેજ નહિ. રોજ સ્હવારે, સાંજે, રાત્રે; બસ, એની એજ વાત.

એમ ને એમ ઘણા દિવસ નીકળી ગયાં.

(૨)

એક દિવસ રાજા શિકારે નીકળ્યો. સાથે હજુરીયા, ખવાસ, શિકારીઓ, સિપાઈઓ, હાથી, ઘોડા, વગેરેનો પાર નહિ. પૂર દમામ અને ભપકાભેર તે જંગલમાં ઉપડયો. જંગલમાં એક હરણ તેની નજરે પડયું. શિકારીઓને પાછળ ધાતા જોઇ તે સફાળું નાઠું. રાજાએ તેની પાછળ ઘોડો

દોડાવ્યો. બીજા ઘોડેસવારો પાછળ રહી ગયા. આગળ હરણ ને પાછળ રાજા એમ ઘણે આઘે નીકળી ગયાં.

એવામાં એવું બન્યું, કે એકાએક વાદળાં ચઢી આવ્યાં અંધારૂં ઘોર થઇ ગયું અને વરસાદ મૂશળધાર પડવા લાગ્યો કશું સૂઝે નહિ. એ અંધારામાં હરણ તો અલોપ થઇ ગયું પણ રાજા આફતમાં આવી પડયો. તેનાં કપડાં ભિંજાઇ ગયાં શરદી તો કહે કે મારૂં કામ. રાજા થરથર ધ્રુજવા લાગ્યો એમ ને એમ આગળ ચાલ્યો. મનમાં બહુ બ્હીક લાગે ; કાનમાં ભણકારા વાગ્યા કરે. એમ કરતાં કરતાં ખૂબ આઘે ગયો, ત્યારે તેને દૂરથી એક ઝુંપડીમાંથી દિવાનું અજવાળું આવતું દેખાયું.

રાજાને કલેજે ઠંડક વળી. તે ઝડપભેર પેલી ઝુંપડી પાસે ગયો અને તેનાં કમાડ ઠોકયાં.

થોડીવાર સુધી તો કંઈ જવાબ મળ્યો નહિ. પછી પાછા રાજાએ કમાડ ખખડાવ્યાં એટલે બારણું ઉઘડયું બારણું ઉઘાડનારને જોઇને રાજા છક થઈ ગયો.

એ બારણું ઉઘાડનાર એક રૂપરૂપનો અંબાર જેવી છોકરી હતી. તેની ઉમ્મર ૧૮–૧૯ વરસની હશે. તેણે બારણું ઉઘાડી પૂછયું: તમે કોણ છો ?

રાજાએ જવાબ દીધો: હું રાજા છું. ને શિકારે નીકળેલે

તે છૂટો પડી ગયો છું, અત્યારે વરસાદને લીધે મારા કપડાં ભિંજાઈ ગયા છે. તમે મને ને મારા ઘોડાને આજની રાત રહેવા દેશો તો મોટો પાડ થશે.

એટલામાં એક ડોસો અંદરથી આગળ આવ્યો. તેની ઉમ્મર સિત્તેરેક વરસની હશે. તેનાં ડાચાં બેસી ગયેલાં હતાં અને કમ્મર પણ વાંકી વળી ગઈ હતી. મોંઢે કરચળી તો કરચળી ! ને ચાલતાં કાયા તો આખી થરથર ધ્રૂજે !

ડોસો કહેઃ તમે કોણ છો ?

રાજા કહેઃ હું આ દેશનો રાજા છું અને જંગલમાં વરસાદમાં સપડાઇ ગયો તેથી અહિં આવ્યો છું. મને આ-જની રાત અહિં રહેવા દેશો ?

સુખેથી રહો, ભાઈ, આ ઝુંપડી તમારી છે, એમ કહી ડોસાએ એક શેતરંજી પાથરી. જેવી ઝુંપડી તેવીજ ફાટીતૂટી શેતરંજી.

પછી પેલી છોકરીએ ઝટપટ ચૂલો સળગાવી દીધો, અને રાજાજીને નહાવા સારૂ પાણી ઉનું કરી આપ્યું. દર-મ્યાન રાજાને ભૂખ પણ કકડીને લાગેલી. પેટમાં કુરકુરીયાં બોલે. પેલી બાળા ચતુર હતી. તે સમજી ગઈ. તેણે ઝટપટ રોટલા ઘડી કાઢયા, અને બટાટાનું શાક કર્યું. રાજાજીને જમવા બેસાડ્યા. જમી ખાઇને થાકેલા પાકેલા રાજા તો

ઉંઘી ગયા.

પછી બીજે દિવસે સ્હવારે રાજા જવા નીકળ્યા. તે વખતે પેલા ડોસાને પગે લાગીને કહેઃ કાકા, હું તમારા ઉપર બહુ રાજી થયો છું. બોલો, તમારી જે ઇચ્છા હોય તે મને કહો. એટલે તે પ્રમાણે હું તમને આપીશ.

ડોસો કહેઃ ભાઇ રાજા, મારે તો કંઈ જોઇતું નથી. પણ મને એક ચિંતા છે. આ છોકરીની મને ફિકર છે. એને મારે પરણાવવી છે. પણ તેમાં એક વાંધો છે. એ મારી દીકરીની દીકરી છે. એની માને મહાદેવ સ્વપ્નામાં આવીને કહી ગયેલા કે આ છોકરી તો બહુ મોટા નસીબ વાળી છે. તેને ગમે ત્યાં પરણાવવી નહિ. જે માણસ ત્રણ વસ્તુ લાવી આપે તેનેજ પરણાવવી. સોનાનો સાપ અને રૂપાનો સિંહ અને મોતીએ પરોવેલો મોર—એ ત્રણ જે લાવી હાજર કરે તેનેજ આ છોકરી પરણાવવાની છે. માટે રાજાજી, આ ત્રણ વસ્તુ લાવી આપે એવો જુવાન તમે મારે સારૂ ખોળી કાઢો, તો તમારો મોટો ઉપકાર થશે.

રાજાએ કહ્યુંઃ સોનાનો સાપ અને રૂપાનો સિંહ અને મોતીનો પરોવેલો મોર. આ બધાં જીવતાં જોઇએ, ખરૂં કની, કાકા ?

હાસ્તો. સોનીને ત્યાં ઘડાવીને તો સૌ કોઈ આપે.

જીવતા હોય તોજ તો છોકરી પરણાવું. મારાથી મહાદેવનું ફરમાન કેમ તોડાય?

વારૂ, ઠીક છે, કાકા. હું તપાસ કરીશ. એમ કહી રાજા તો સાંજે પોતાના મહેલમાં આવી પહોંચ્યો. પણ એના મનમાં વિચાર તો પેલા ને પેલાજ ચાલ્યા કરે, કે પેલી ત્રણ વસ્તુ ક્યાંથી લાવી આપવી? વળી તેને લાગે કે હું આવો મોટો રાજા ને મારાથી આટલું નહિ બને, તો પછી હું રાજા શા કામનો?

આમ તે મુંઝાયા કરે, અને દિલગીર ને દિલગીરજ જણાય. રાણી તો બહુ ચતુર હતી. તે તુરતજ સમજી ગઇ. તેણે રાજાજીને પૂછ્યું કે તમે કેમ આમ મુંઝાઓ છો? રાજાએ પહેલાં તો જરા આનાકાની કરી પણ પછી જંગલમાં જે બનાવ બનેલો તેની વિગત કહી સંભળાવી.

તે સાંભળીને રાણી કહે: ઓહો! તમે આટલાજ ખાતર મુંઝાઓ છો કની! એ કામ કંઇ એટલું બધું મુશ્કેલ નથી. ચાલો, તમે મને રજા આપો, તો મારે ત્રણ મહિનામાં એ ત્રણ વસ્તુ લાવીને જાહેર કરવી.

રાજા કહે: ના રે ના, રાણીજી, એ કામ કંઈ તમારૂં છે? એ તો સૌ થઈ રહેશે. ને નહિ તો એના વગર શું અટક્યું છે?

પણ રાણી તો કેમે કર્યું માને નહિ. તેને થયું કે રાજાને માટે નવી રાણી હું લાવું ત્યારેજ ખરી. ને રાજાને પરણવાનું મન તો થયુંજ છે, તો પછી તેનો લાભ કેમ ના લેવો? એમ ધારી તે તો જીદે ચઢી. તેનાં પગલાં એવાં શુકનવાળાં કે તે જે કામ કરે તેમાં પાસા પોબાર પડે. રાજાની ખાતરી હતી કે રાણીએ જે ધાર્યું તેમાં તેને જશ મળવાનોજ. અને પરમેશ્વરની મહેરબાનીથી તેનો વાળ પણ વાંકો નહિ થાય. એટલે આખરે રાણીની બહુ જીદ જોઈ રાજાએ તેને રજા આપી.

પછી તો રાણી એક રથમાં બેઠી અને રથ ચાલ્યો. રથ તો ઠમઠમ કરતો ચાલ્યો જાય. એમ કરતાં તે બહુ દૂર નીકળી ગયો અને છેક શહેર બહાર આવ્યો. ત્યાં એક તળાવ હતું. તળાવ નાકે રથ ઉભો રહ્યો. હવે રાણીની મરજી એવી હતી કે આમ રથમાં બેઠાં કંઇ મારૂં વળવાનું નથી અને કામ સરવાનું નથી, માટે રથને કોઇ રીતે વિદાય આપવી. એટલે તેણે રથ હાંકનાર સારથીને કહ્યું: ભાઇ, મારે તો જાજરૂ જવું છે. માટે હું તો લોટો લઇને જંગલમાં જાઉં છું. મને વાર લાગે તો ફિકર કરતો નહિ. એમ કહી રાણી તો કળશીયો લઇને નીકળી; અને ઠેઠ આઘે ઝાડીમાં જઈ છૂપાતાં છૂપાતાં ચાલવા માંડ્યું. તેની છાતી કઠણ હતી.

પરમેશ્વર મારો બેલી છે. પછી મને શાની ફિકર? એવી તેની હિમ્મત હતી. એમ તે તો ચાલી ચાલી જાય. ઠેઠ ખુબ દૂર નીકળી ગઈ. બીજી બાજુ કલાક થઈ ગયો, બે કલાક થઈ ગયા, ત્રણ કલાક થઈ ગયા પણ રાણીનો પત્તો નહિ મળે. સારથીભાઇ ગભરાવા લાગ્યા. રાજાજીને જવાબ શું દઇશું? આમ તેમ બધી દિશાઓ ખોળાખોળ કરી મૂકી. પણ કંઇ વળ્યું નહિ. છેવટે નિરાશ થઇ તે ગામ તરફ વળ્યો.

બીજી બાજુ રાણી તો ચાલતાં ચાલતાં ચાર પાંચ ગાઉ દૂર નીકળી ગઈ. ચોમેર જંગલ જેવું જંગલજ હતું. ધીમે ધીમે સાંજ પડવા લાગી હતી. અજવાળાં ઓછાં થતાં હતાં. હવે રાણીને મનમાં જરા જરા ચટપટી થવા લાગી. આવા અફાટ જંગલમાં સૂઇશ ક્યાં? ખાઇશ શું? આમ વિચાર કરતી તે ચાલી ચાલી જાય. એટલામાં દૂરથી એક ઝુંપડી દેખાઇ. પાસે જઇને જુએ તો એક જોગી મહારાજ અંદર બેઠા હતા. ધોળી ધોળી દાઢી, ને માથે પણ જાણે મોટું વાળનું વન. જટા તો એવી કે જેનું નામ જટા. ભગવાં લુગડાં પહેરેલાં. ગળે મોટી મોટી માળા અને કપાળમાં ભસમ લગાવેલી છે. આસપાસ દશ બાર ચેલા બેઠા છે અને તેમને બોધ આપે છે.

પ્રણામ, જોગી મહારાજ! કહેતી રાણી તો અંદર જઇને ઉભી રહી.

બેઠો, લડકી બેઠો. કહી જોગી મહારાજ તો પોતે કથા કહેતા હતા તેમ કહેવા લાગ્યા. આશરો મળ્યો છે જાણી રાણી બેઠી.

એમ ને એમ પા અડધો કલાક નીકળી ગયો. એટલામાં એક કૌતુક થયું. જોગી મહારાજા કથા કહેતા કહેતા ખડખડ હસી પડયા. કથામાં કંઇએ હસવાનું નહોતું. છતાં કશા ઠામઠેકાણા વિના તેમને કેમ હસવું આવ્યું તે કોઇને કંઇ સમજ પડે નહિ. પછી જે મોટો ચેલો હતો તેને હિમ્મત આવી. તે જોગીમહારાજને પૂછેઃ મહારાજ, તમે કથા કરતાં કરતાં હસી કેમ પડયા ?

જોગી કહેઃ એ વાત બહુ જુદી છે. તમારે કામની નથી. એ તો પેલી લડકી બેઠી છે તેને વિષે છે. એ બાઇને વિષે હમણાં મને કંઈ ખબર પડી તેથી મને હસવું આવ્યું.

આ સાંભળી રાણીના તો અચંબાનો પારજ નહિ. રાણી બોલી ઉઠીઃ મહારાજ, મારે વિષે હોય તો મને તો કહેશોજ ને ? હું તો બહુ દુઃખિયારી છું. તો મારે માટે આપને કેમ હસવું પડયું તે જણાવો.

જોગી કહેઃ બેટી, તું દુઃખિયારી શાની ? તું તો રાજાની

રાણી છે. આજે તું જંગલ ખુંદતી નીકળી તેમાં દુઃખ પડી ગયું? જો, આ પડોશના ઝાડ પર કાગડો ને કાગડી વાત કરતાં'તાં. તેની વાત મેં સાંભળી અને હું સમજ્યો; તેથી મને હસવું આવ્યું. કાગડો એની વહુને કહે કે: અલી સાંભળેછ કે, પેલા જોડેના ગામના રાજાએ એક મોટું પરાક્રમ કર્યું છે. પોતાની રાણીને સોનાનો જીવતો સાપ શોધવા મોકલી છે! ત્યારે પોતે તે મરદ હશે કે બળદ!

કાગડાએ રાજાની ઉપર આમ ટીકા કરી, એટલે કાગડી બોલી: ઓહો! તે તમેજ દુનિયામાં મોટા મરદ હશો કેમ? બોલોને, તમેજ ક્યાંથી સોનાનો સાપ લાવવાના હતા? એ તો એ રાણી કોઈ ભાગ્યશાળી હશે તો તેને જડશે, નહિ તો હરિ હરિ.

કાગડો કહેઃ તું બાયડી એ વાતમાં શું સમજે? તું કહે તો જીવતો સોનાનો સાપ લાવી આપું. આ જંગલને નાકે નદી આગળ વડનું ઝાડ છે. તેની નીચે રોજ રાતના આવીને એ સાપ પોતાનો મણિ કાઢીને મેલે છે, ને ફરવા જાય છે. સાપને કંઈ મણિ હોય નહિ પણ આ સાપની ખુબીજ એ છે. એ મણિ કોઈ લઈ લે અને સાપને મારી નાંખી પછી તેના માથા પર મૂકી દે તો સાપ સોનાનો થઈ

જાય. મને એ વાતની ખબર છે. પણ તું એમાં શું સમજે ? એ તો આપણુને સાપ કામનો નહિ, નહિ તો કાલે સ્હવારે લાવીને ખડો કરૂં !

કાગડાની આવી ડંફાસ સાંભળી મને હસવું આવ્યું, કે આ કાગડો પોતાની વહુને કેવી છેતરે છે? આવા મોટા મણિધર સાપને મારવાનું એનું ગજું શું? ને વાત શી? છતાં એ તો બડાશ હાંકતાં ડરતો નથી.

રાણી તો આ વાત સાંભળી ખુશ થઈ ગઈ. આખરે પરમેશ્વર રીઝયા ખરા. તે તો જોગી મહારાજને લાંબી થઇને પગે લાગી કે: મહારાજ, મારો તો બેડો પાર થઈ ગયો. મને જે જોઈતું હતું તે મળ્યું. આજ્ઞા આપો, મહારાજ, તો હું સોનાનો સાપ મેળવવા માટે મારૂં બનતું કરૂં.

જોગી મહારાજ કહે: બેટી, કાગડાએ કહી છે તે વાત ખરી છે. રાતના બારને ટકોરે મણિધર સાપ વડ તળે મણિ મૂકીને પાણી પીવા જાય છે. પણ તેમાં જોખમ બહુ છે. વડમાં વડવાગળાં ને ખીસકોલી અને બીજા એવા જીવો બહુ રહે છે. તે તને હેરાનગતિ પહોંચાડશે. પણ તને હું આ એક દોરો મંત્રી આપું છું તે તું બાંધી દેજે એટલે તને કંઇ દુઃખ નડશે નહિ.

આમ કહી જોગી મહારાજે એક દોરો રાણીને આપ્યો

અને તે પગને અંગુઠે બાંધી દેવાને કહ્યું. પછી રાણીને તેમણે થોડાં જમરૂખ, કેળાં, સફરજન વગેરે ફળો ખાવા માટે આપ્યાં અને પીવા સારૂ પાણી આપ્યું. પછી જોગી બાવા કહેઃ બેટી, હવે તું ફાનસ લઈ સુખેથી જા. મારા તને આશિર્વાદ છે. તેં જે કામ માથે ઉપાડયું છે તેમાં તને ફતેહ મળશે.

પછી રાણી તો પાછી ચાલવા લાગી. હવેનો રસ્તો વિકટ હતો. વળી રાત પડી ગઇ હતી. રાણી પાસે ફાનસ હતું. તેનું અજવાળું તો ઝાખું ઝાખુંજ હોય. વળી અત્યાર લગીના જંગલના ભાગમાં ઝાડવાં સારાં હતાં. હવે તો બધા બાવળીઆ ને થોરનો કાંટાળો ભાગજ હતો. એટલે રાણીને તો પગે કાંટા વાગ્યા જાય. તે બિચારી નીચી વળી જોઇને કાઢે ને થોડું આગળ ચાલે એટલે બીજો વાગે. વળી અઘોર જંગલમાં આસપાસ ઝાડીઓમાં શિયાળવાં અને વાઘનાં ભુંકારા પણ સંભળાવા લાગ્યા.

રાણીની છાતી તો ધડધડ ધડકે. થાકેલી પાકેલી અને પગમાં તો કાંટાની ભોંકાભોંક. લોહી પણ નીકળે. આસપાસ નાનાં સાપોળીયા પણ ફરતા હોય. તે કરડવાનો ભો પણ ખરો? પણ રાણીને હૈયે હિંમત હતી, કે જોગી મહારાજનો દોરો છે. એટલે મને કંઈ થવાનું નથી.

એમ ચાલતાં ચાલતાં એક ઝાડ તળે એક મોટો પથરો પડેલો રાણીએ જોયો. પોતે થાકી ગઇ હતી, એટલે તેના પર બેઠી. એટલામાં એક કૌતુક બન્યું. એક મોટું વિકરાળ રીંછ દોડતું દોડતું ત્યાં આવ્યું. પાસે આવીને તે રાણી પર હુમલો કરવા જતું હતું એટલામાંજ તે અચાનક અટકી ગયું. જાણે તે કંઈ વિચારમાં ન પડી ગયું હોય. તેણે પેલો દોરો જોયો ને તે સુંઘ્યો. તે દોરો સુંઘતાંજ તે ચમકીને બે ડગલાં પાછળ હઠ્યું. અચાનક તેની જીભજ ખુલી ગઈ. એટલે તે બોલ્યું: રાણીબાઈ, રાણીબાઇ, તમારે શું જોઇએ?

રાણી તો અચંબો પામી. પણ જોગી મહારાજના દોરા પર તેને શ્રદ્ધા બેઠી. રીંછના બોલ સાંભળી તે બોલી: રીંછભાઈ, રીંછભાઈ, હું બહુ થાકી ગઇ છું, ને મને કાંટા બહુ વાગ્યા છે. મને તારી પીઠ પર બેસાડી નદી કાંઠે નહિ લઇ જાય?

આવને બ્હેન, બેસી જા. તું યે મારી બ્હેનજ છે ને એમ કહી રીંછ ટટાર થઇને ઉભું રહ્યું. એટલે રાણી તેન પર બેસી ગઇ. હવે જાણે તેના મગજ પરનો બોજો અડધે ખસી ગયો હોય એમ તેને લાગ્યું. રીંછ પણ ઝપાટાભે ચાલવા લાગ્યું. રાણીને કાંટા વાગવાનો ભો રહ્યો નહિ

અને હાથમાં ફાનસ હતું, તે વડે થોડું થોડું અજવાળું પડતું હતું.

એમ રીંછભાઈની પીઠ પર સવાર થઈને રાણીબાઈ તો લગભગ કલાક દોઢ કલાકે નદીને કિનારે આવી પહોંચ્યાં. નદી પર મોટું વડનું ઝાડ હતું, તે તેણે જોયું. એટલે તે તો રીંછની પીઠ પરથી ઉતરીને પછી કહે છેઃ રીંછભાઈ, રીંછભાઇ, હવે તમે જાવ. હવે હું મારે આ વડ ઉપર ચઢીને બેસીશ.

ત્યારે રીંછ કહેઃ ભલે. બ્હેન, હું જઇશ, પણ એક વાત કહેતો જાઉં. તારે જે કંઈ જોઇતું હોય તે એ સાપ-દેવતા પાસે માંગી લેજે.

એમ કહી રીંછ તો ગયું. રાણીબાઈ તો વનવગડામાં એકલાં પડયાં. ચોમેર ઘોર અંધારૂં. માત્ર ફાનસનો દીવો ઝીણો ઝીણો બળે. પણ હિમ્મત હાર્યાથી શું વળે ? એટલે રાણીએ તો માર્યો કછોટો. અને ધીમે ધીમે ઝાડપર ચઢવા માંડયું.

પણ ઝાડ પર ચઢવાનું કંઈ સ્હેલું છે! રાણીને તો હાથે ઝરડીયા પડયા! પગ સોરાઈ ગયા. ચચરાટનો પણ પાર નહિ. તોયે તે ચઢીજ ચાલી જાય. એમ કરતાં તે એક ઉંચી ડાળીએ જઇને બેઠી.

રાત તો બિહામણી ને અંધારૂં કહે કે મારૂં કામ. વાઘ ને સિંહ ને શીઆળવાની ભુંકાભુંક સંભળાયાજ કરે! પણ રાણી કંઈ બ્હીએ નહિ! પેલો દોરો હતો ને, તેનાથી એને બહુ શાંતિ રહે.

એમ કરતાં કરતાં મધરાત થઇ એટલે દૂરથી પુંફાડા સંભળાવા લાગ્યા. આગીઆ જેવો ચમકચમક ચમકારો દૂરથી દેખાવા લાગ્યો. રાણી સમજી ગઈ કે મણિધર સાપ આવ્યો. પું પું પું કરતો પાસે ચાલ્યોજ આવે. ખાસ્સો પાંચ હાથ લાંબો ને માથે મણિ ઝળાંઝળાં થાય. એવો સાપ ઝાડ નીચે આવી ઉભો રહ્યો. ઝાડની આસપાસ ત્રણ વાર ફર્યો ને પછી સ્થિર ઉભો રહ્યો. રાણી તો બધું જોઇજ રહી છે. પછી તો સાપે ડોકું ધુણાવ્યું. ચડચડચડ અવાજ થાય ને સાપ તો જાણે ધુણવા મંડયો. એમ બે ત્રણ મિનિટ ધુણ્યો કે એનો મણિ છુટો પડી ગયો. પછી તેને જમીન પર મૂકી સાપભાઈ ત્યાંથી ડોલતા ડોલતા ફરવા ચાલ્યા ગયા.

રાણી તો બધું ટગર ટગર જોઈ રહી હતી. એને તો આજ લાગ જોઇતો હતો ના? ઝપ્પ લઇને નીચે ઉતરી મણિ હાથમાં લીધો. શું એનું તેજ? જાણે સો ચાંદામામાનું અજવાળું એક મણિમાં ભર્યું હોય! રાણીએ તેને ચોળીના ખિસ્સામાં મૂકી દીધો. પછી લીધા પાંચ સાત ચીચા અણિ-

ચાળા પત્થર. ને પાછી ઝડપ ઝડપ ચઢી ગઈ.

કલાક થયો, બે કલાક થયા. રાણીની આંખમાં તો ઉંઘ આવે. ડાળી પર બેઠી હતી ત્યાં જાણે માથું ડોલી જાય. પાછી આંખો ચોળે. એમ કરતાં ત્રણ વાગ્યા હશે એટલે સાપભાઈ પાછા ડોલતા ડોલતા આવ્યા. આવીને જુએ છે તો મણિ મળેજ નહિ! સાપ તો જાણે જીવ જતો હોય તેમ પુંફાડે પુંફાડા કાઢે. આમ વલખાં મારે ને તેમ વલખાં મારે. એમ તે લગભગ મુડદાલ થઇ ગયો. એટલે રાણીએ પોતાનો દાવ લગાવ્યો. ઉપરથી તાકી તાકીને ચાર પાંચ અણિયાળા ચીચા પત્થર લગાવ્યા. એટલે સાપભાઇ તો મરી ગયા.

પછી રાણી નીચે ઉતરી. મનમાં ને મનમાં પરમેશ્વ-રની પ્રાર્થના કરે ને કહેતી જાયઃ કે હે પ્રભુ, મારી લાજ રાખજો. મારૂં આટલું કામ પાર પાડજો ને જોગી મહારા-જની આશિષથી સાપ સોનાનો બની જજો. એમ મનમાં વિચાર કરી તેણે તો મણિ કાઢયો. અને સાપના માથા પર જ્યાં તેનો ખાડો હતો ત્યાં બરાબર બંધ બેસે તેમ ગોઠવ્યો મણિ ગોઠવાઈ ગયો કે સાપમાં જીવ આવ્યો. ને પુંછડા તરફથી તેનું શરીર સળવળવા લાગ્યું. જેમ જેમ સળવળતું જાય તેમ સોનેરી થતું જાય. એમ કરતાં ઠેઠ જીવ મ્હોં

સુધી આવ્યો ને સાપ સોનાનો થઈ ગયો.

પછી રાણીનો હરખ માયજ શાનો? તેને તો જાણે પરમેસર મળ્યા! એટલે તેનાથી તો હસાઈ હસાઈ જાય. સાપ સોનાનો બન્યો એટલે સ્થિર ઉભો રહ્યો અને ઉંચું જોયું. રાણીની બ્હીક તો બધી જતીજ રહી અને પગે લાગીને કહે છેઃ સાપ દેવતા, અપરાધ માફ કરજો. મારો મોટો વાંક થયો છે. પણ આપનાથી કંઈ અજાણ્યું નથી. મારે મારા રાજાજીને સારૂ તમને દુઃખ દેવું પડ્યું તો મારા પર ગુસ્સો કરશો નહિ.

એટલે સાપ કહેઃ બેટી, તારા પર ગુસ્સો કેવો ને વાત કેવી? તેં તો મને નવો અવતાર આપ્યો ને મારૂં મૂળ શરીર મને પાછું સોંપ્યું. માટે હવે માંગ માંગ તું જે માંગે તે આપું.

રાણીને તો બીજું શું જોઈએ? રૂપાનો સિંહ અને મોતીએ પરોવેલો મોર. તેણે તો ચપ લઈને એ વાત આગળ ધરી દીધીઃ સાપ મહારાજ, મારે તો હવે બેજ વાનાં જોઇએ. રૂપાનો સિંહ અને મોતીનો મોર.

સાપ દેવતા કહેઃ જો બ્હેન, તું તો નસીબવંતી છે. સોનાનો સાપ તને મળી ગયો. પણ મોતીનો મોર ને રૂપાનો સિંહ તો આ નદીને તળીએ છે. ત્યાં જાય તો

મળે.

તે કેમ બને મહારાજ? નદીને તળીએ જઇએ તો
। ડૂબી મરાય.

ડૂબી કેમ મરાય? નદીને તળીએ બે પરી રહે છે.
ાકનું નામ મોતનપરી. તેનો મહેલ મોતીનો છે. તેની
ાસે મોતીનો મોર છે. બીજીનું નામ રૂપાપરી. તેનો મહેલ
પાનો છે. તેની પાસે રૂપાનો જીવતો સિંહ છે. બન્ને પરી
। બ્હેનો છે. બન્ને રૂપ રૂપનો અંબાર. જાણે સૂરજ ને
ાંદાનાં તેજ ભેળાં મળ્યાં. ને ચતુરાઇનો પણ એવો ભંડાર,
સોગઠાબાજીમાં એ બેની જોડીને જીતનાર કોઈ પાક્યો
ાથી. એ બંનેને કોઈ સોગઠાંમાં હરાવે તો સિંહ ને મોર
ામે, બીજા કોઈનું ગજું નહિ. માટે રાણી, જો તારે એ
ર મેળવવાં હોય તો તું સોગઠાંબાજીમાં મોતનપરી તથા
ૂપાપરીને હરાવ. નહિ તો તારૂં કાંઈ નહિ વળે.

પણ મહારાજ, એ મહેલે પહોંચાય કેવી રીતે?—
ાણીએ પૂછ્યું.

નદીકાંઠે એક આંબાનું ઝાડ છે. આખી દુનિયામાં એવો
આંબો એકજ છે. તે પર બારે માસ ધોળી કેરી થાય છે.
જાણે રૂપાની કે મોતીની ન હોય! આ ઝાડ પર જમણી
બાજુએ સાત કેરીનું ઝુમખું છે. એ ઝુમખાવાળી ડાળીએથી

ભુસકો મારી નદીમાં પડે તો પરીઓ પાસે પહોંચાય.

આમ સાપ દેવતા બોલતા હતા, એટલામાં સ્હવાર થઈ જવા આવી હતી. રાણી કહેઃ સાપ દેવતા, સાપ દેવતા, હવે તો સ્હવાર થઈ ગઈ. માટે હાલ તો જોગી મહારાજને આશ્રમ ચાલો. ત્યાં તમે રહેજો. પછી ત્યાંથી પરીઓને ત્યાં જવાનો ઘાટ ઘડીશું.

આમ રાણી બોલે છે ત્યાં તો પેલું રીંછ દોડતું દોડતું આવ્યું. તે કહેઃ રાણીબ્હેન, રાણીબ્હેન, ચાલ તને આશ્રમમાં મૂકી આવું.

પછી રાણી તો સાપને લઇને રીંછ પર બેઠી અને રીંછ ચાલ્યું. રાણીના મનમાં એજ ભાંજગડ ચાલે કે એ એ પરીઓને કેમ હરાવવી. એમ કરતાં કરતાં બધાં આશ્રમે આવી પહોંચ્યાં.

પહેલવહેલાં રાણી તો જોગીબાવાને પગે લાગી, અને કહેઃ મહારાજ, તમારા પુનપરતાપે આ સાપ લાવી છું. હવે હું મોર ને સિંહ લઈ આવું તે માટે મને રજા આપો.

સાપ પણ જોગી મહારાજને પગે લાગ્યો અને એક ખુણે જઇને બેઠો.

જોગીબાવા કહેઃ દીકરી, તું બહુ થાકી ગઈ છે. માટે બે ચાર દિવસ આરામ લે. ગુરૂવારે પુનેમ છે. તે સારો

દહાડો છે. તે દિવસે જજે.

પછી રાણી તો ત્યાં રહી. ફળફળાદિ ખાય, ને જોગી-બાવાનો બોધ સાંભળે. સાપ પણ ઝુંપડીમાં ફર્યાં કરે, ઝુંપડી બહાર ન જાય. એમ કરતાં કરતાં પુનેમ આવી. સ્હવારે ઉઠીને રાણી બાવાજીને પગે લાગી. જોગી બાવા કહેઃ જો બેટી, તું જાય તેમાં વાંધો નથી પણ એ પરીઓને હરાવવી સહેલ નથી. એમનાં સોગઠાંમાં એક સોગઠું જાદુઇ છે. તેના પર બહુજ ઝીણું કાળું ટપકું છે. તે તું માંગી લેશે તો તું જીતશે. બાકી પરમેશ્વર તને સહાય છે, જાઓ ફત્તેહ કરો.

એમ કહી જોગીબાવાએ આશીર્વાદ આપ્યો. રાણી બહાર નીકળી. થોડે દૂર ગઈ એટલે સામેથી પેલા રીંછભાઈ આવતાજ હતા. રીંછભાઈ તો રાણીને જોઇને ખડખડ હસ્યાઃ કેમ બહેન, મોતીનો મોર લેવા જાય છે? ચાલ તને મૂકી આવું. એટલે રાણી શાની આમ જુએ કે તેમ જુએ? તે તો ફલાંગ મારતીકને બેસી ગઈ રીંછની પીઠ ઉપર. રીંછ દડબડ દડબડ દોડયું અને જોતજોતાંમાં નદી પાસે આવીને ઉભું. રાણી જુએ, તો પાસેજ એક આંબો. ફળ તો ધોળાં ધોળાં—જાણે મોગરાંનાં ફુલ! જાણે ચન્દ્રમાની ચામડી! ચકમક ઝકઝક થાય! ને જમણી ડાળીએ એક સાત કેરીનું ઝુમખું. જાણે મોતીનીજ બનાવેલી કેરીઓ! રાણી તો

કછોટા મારીને જમણી ડાળીએ ચઢી ગઈ. પછી તો આંખ મીંચીને “જય ગુરૂદેવ” બોલતાં માર્યો ભુસકો તે ધમ્મ દઈને પાણીની અંદર.

સરસર સરસર પાણી માથા પરથી વહ્યું જાય. ને રાણી હેઠે ને હેઠે ઉતરતી જાય. જાણે નીચેથી કોઇ ખેંચી રહ્યું ના હોય? પણ રાણીને તો આંખમાં પાણી, નાકમાં પાણી, કાનમાં પાણી. પાણીજ પાણી. રાણી તો બેભાન થઇ ગઈ.

કોણ જાણે કેટલા કલાક થઈ ગયા હશે, શી ખબર! પણ રાણીએ આંખો ઉઘાડી ત્યારે જુએ તો પોતે હિંચકા પર સુતી છે. હિંચકો ધીરે ધીરે હાલે છે. નર્યો મોતીનોજ ભરેલો હિંચકો! ચાર ખુણે ચાર દાસીઓ ઉભી ઉભી પંખા નાંખે છે. દાસીનાં મોંઢા બીનાં ને કમર પછીનો ભાગ માછલાં જેવો. ટટાર ઉભી રહે.

રાણીના અચંબાનો પાર નહિ! આ સપનું તો નથી! તે તો આંખો ચોળે ને શરીરે ચુંટીઓ ખણે! ના બાઈ, આ કાંઇ સપનું ન હોય! તે તો સડાક દેતી બેઠી થઈ ગઈ. પેલી દાસીને પૂછ્યુંઃ તું કોણ છો?

ચારે દાસીઓ હસી પડી. ચારેયે તાળી પડીઃ ઓ બાઇ રે! તું તો મોતનપરીની મહેમાન છે! અમે તેની

દાસીઓ છીએ.

એટલામાં ઓરડામાં અજવાળું અજવાળું થઈ ગયું. જાણે સો બસો વીજળીની બત્તી સળગી ન હોય! રાણીની આંખો મીંચાઈ ગઇ. એટલે અવાજ સંભળાયો: હે કાળા માથાની માનવી! તું અહિં કેમ આવી છે?

રાણીએ આંખો ઉઘાડી. સામે જુએ તો બે પરી ઉભેલી. એક પરી—તદ્દન મોતીનું જ શરીર, બીજી પરી —તદ્દન રૂપાનુંજ શરીર. અને બંને ઝગઝગ ઝળક્યાં કરે. જેમ તેમ રાણીએ આંખો ઉઘાડી રાખી. ફરીથી રૂપાપરીએ પૂછયું: બાઇ, તું અહિં કેમ આવી છે?

રાણી પણ ચતુર હતી. તેણે વખત વિચારી લીધો અને કહ્યું: તમારી સાથે બ્હેનપણા બાંધવા.

પણ અમે તો પરીઓ છીએ. અમારે ને તમારે બહેનપણાં કેવાં?

રાણી કહે: બહેનપણાં કેમ ના થાય? મારે તો સૌની સાથે થાય. મને સોગઠાંબાજીનો બહુ શોખ છે. કોઇએ કહ્યું કે તમને પણ સોગઠાં સરસ આવડે છે. ત્યારે મન થયું જે મળી આવીએ ને બે દાવ ખેલી મોજ કરીએ. આમ બાબત છે!

ઓહોહો! આવડું અભિમાન! તું અમારી સાથે

દાવ ખેલનારી?—રૂપાપરી બોલીઃ ચાલ બાઇ ચાલ! જોઉં તો ખરી તને કેટલુંક આવડે છે તે? મોતન, મંગાવ આપણી સોગઠાંબાજી.

રાખ, રાખ, એમ ઉતાવળ શું કરે છે?—મોતનપરીએ રૂપાપરીને શાંત પાડીઃ હજુ જરા ઠરીને ઠામ તો પડવા દે. હજી જરા ખાય, જરા પીએ, તાજીમાજી થાય. પછી રમીએ.

પરીઓએ રાણીની ખૂબ મહેમાનગીરી કરી. જાતજાતના મેવા, ને ફળફળાદિ ને પકવાન્ન તેને ખાવા સારૂ હાજર કર્યાં. કેટલીક દાસીઓ પંખો નાંખ્યાજ કરે. કેટલીક સુરીલાં ગાયન ચલાવે. કેટલીક દિલરૂબા વગાડે. એમ કરતાં કરતાં કેટલોયે વખત નીકળી ગયો. પણ કંઈ ખબર પડે નહિ! ત્યાં ન મળે દિવસ ને ન રાત. ન ઉગે ચાંદો ને ન દેખાય ન સુરજ. વખત સમજાય કયાંથી?

પછી રાણીને બધો મહેલ બતાવ્યો. તેના શણગારનું તો શું વર્ણન કરવું? ઠેર ઠેર મોતીથીજ વાત. મોતી કે રૂપું—મોતી કે રૂપું. બીજી વાતજ નહિ. એમ કરતાં એક ઓરડો આવ્યો. તેને તાળું હતું. રાણી પરીઓને પૂછેઃ આ ઓરડે કેમ તાળું છે? મને ખોલીને બતાવો.

એટલે રૂપાપરી બોલીઃ એ નહિ બતાવાય. એમાં બહુ ખાનગી વસ્તુ છે.

રાણી કહેઃ તમે ખાનગી ખાનગી કરો છો, પણ મને બધી ખબર છે.

પરીને આવ્યો ગુસ્સોઃ બોલ ત્યારે, કહે એમાં શું છે?

રાણી કહેઃ ઓહોહો! એમ ડરી જાય એ બીજાં. એમાં તો મોતીનો મોર છે ને રૂપાનો સિંહ છે.

રાણીએ તો અટકળથી ઠોકયું. આખો મહેલ ફરતાં પણ આ બે એને નહોતાં દેખાયાં. તે અહિંજ હશે એમ લાગ્યું. અને વાત સાચી હતી.

પરીઓ તો આભી બની ગઈ. વાત તો સાચી. આ બાઈ તો કોઈ જબરી દેખું. ઠીક ભાઇ. એમ વિચારી મોતનપરી કહેઃ હા, એ વાત ખરી. ત્યારે તને બતાવીએ.

પરીએ તાળું ઉઘાડયું. બારણું ખુલ્યું. અંદર મોટો રૂપાનો સિંહ. વિકરાળ ને બિહામણો. તેની પાસેજ એક મોટો મોર. મોતીએ ગુંથેલો. શરીર સિંહ જેવડુંજ. બંને શાંત ઉભા હતા. બંનેનાં શરીર ઝગઝગ થાય. રાણીની તો આંખ પણ અંજાઇ ગઈ. તેને જોઇનેજ તે ઠરી ગઇ! શું રૂપાળાં જાનવર! જાણે દહાડો ને રાત તેમને જોયાંજ કરીએ! પળે પળે નવાં ને નવાંજ દેખાય!

કેમ, જોયાં?—મોતનપરીએ રાણીને પૂછયુંઃ આખી દુનિયામાં આવી વસ્તુ નથી. આવાં જીવતાં પ્રાણીનો બ્રહ્મા-

જીની દુનિયામાં જોટા નથી.

પછી બધાં પાછાં વળ્યાં. મોતનપરી ઠંડી હતી. પણ રૂપાપરી જરા મિજાજની કડક. તેને તો રાણી પર બહુજ ગુસ્સો ચઢેલો. એટલે નીચે આવીને કહે છેઃ ચાલો, સોગઠાં ખેલીએ. અમે બંને એક બાજુ, તું બીજી બાજુ. તું હારે તો અમારી ગુલામ થઇને રહે.

રાણી કહેઃ કબુલ. પણ જીતું તો મોતીનો મોર લઉં ને રૂપાનો સિંહ લઉં. બોલો કબુલ છે? ચાલો, બાજી માંડો.

બંને પરીઓ વિચારમાં પડી. પછી થોડીવારે કહેઃ હા, હા. કબુલ છે. ચાલો બાજી માંડીએ.

બાજી મંડાઈ. સોળ સોગઠાં ગોઠવાઇ ગયાં. આઠ રાણીનાં ને આઠ પરીઓનાં. પછી રૂપાપરીએ કહ્યુંઃ ચાલ રે બાઈ! તારે જે સોગઠાં જોઇતાં હોય તે લઈ લે, લાલ લીલા, અથવા પીળાં કાળાં. પાછળથી તકરાર ચાલશે નહિ.

ભલે. રાણીને તો જોઈતું હતું તેજ મળ્યું. રાણીએ બાંડી આંખે નજર નાંખી, પહેલેથી જોઇ લીધું. એક પીળી સોગઠીને નીચે ડાઘો હતો. રાણીએ માંગી લીધાંઃ મારા પીળાં કાળાં, તમે લાલ લીલાં રાખો. પરીઓ જરા ચમકી. પણ તેમને શી ખબર કે રાણી જાદુઈ સોગઠું ઓળખે છે!

તેમણે વિચાર કર્યો: ફિકર નહિ. પીળામાં જાદુઇ સોગઠું છે એમ એને થોડીજ ખબર છે? એને તો ચપટીમાં હરાવી નાંખીશું.

પછી બાજી ચાલી. રાણી તો પાકી બિલોર જેવી નીકળી. તે શાની હારે? તેણે પહેલાં તો પોતાનાં સોગઠાં મરવા દીધાં. પરીઓ મનમાં ખુશખુશ થતી જાય. છેવટે રાણીએ પેલું જાદુઇ સોગઠું કાઢયું. હવે પરીઓના મોતીયા મરી ગયા. આમ સોગઠું મૂકે તોયે મરે ને તેમ મૂકે તોયે મરે. પેલું જાદુઈ દાવ છોડેજ નહિ. એમ કરતાં કરતાં બાજી પૂરી થવા આવી. પરીઓ તો જાણે અધમૂઈ થઇ ગઈ. મોતીનો મોર ને રૂપાનો સિંહ હાથમાંથી ગયાજ એમ તેમની ખાતરી થઈ. ત્યારે તેમને લાગ્યું કે આ બાઈ કોઈ દેવી હોવી જોઇએ!

આખરે બાજી પૂરી થઇ. પરીઓનો ગર્વ ગળી ગયો. તેમનું અભિમાન ઉતરી ગયું. બંને પરીઓ રાણીને પગે લાગી. બાઈ, તમે કોઇ દેવી છો! તે વિના આમ બને નહિ. અમે કાંઈ દિવસ હાર્યાંજ નથી. સાક્ષાત પરમેશ્વર તમારી મદદે હશે—તે શિવાય આમ બને નહિ. કહો, તમે કોણ છો?

એટલે રાણીએ બધી વાત કહી. પોતાને છોકરાં ન

થયાંની, રાજા શિકારે ગયાની, પેલી બાળાની, ત્રણ વસ્
લાવવા વિષે શરતની, સાપ કેમ મેળવ્યો તેની વગેરે તમા
વાત કહી ને પોતાનો ઇરાદો સમજાવ્યો. તે સાંભળી પરીએ
રાજી થઇ. પછી કહે: ભલે ત્યારે, તમે રૂપાનો સિંહ
મોતીનો મોર લઈ જાઓ. તમે તમારા ધણીને ખાતર બ
દુઃખ વેઠ્યું. તમારા જેવી તો દુનિયામાં બીજી કોઇ
હોય.

છતાં રાણીને થોડો વખત મેહમાન તરીકે રાખ
સારી સરભરા કરી. પછી એક દહાડો રાણીને એક વિમ
નમાં બેસાડી. સાથે રૂપાનો સિંહ અને મોતીનો મો
મૂક્યાં. પછી વિમાન પાણીમાં હડસેલી મૂક્યું તે સરર ઉપ
ઉડ્યું. એવી તો ઝડપથી ઉડ્યું કે રાણી બેભાન થઈ ગ
જાગીને જુએ છે તો નદીના કિનારા પર પડી છે. એક પા
મોર બેઠો છે. બીજી બાજુ સિંહ છે.

સિંહ પર બેસી રાણી આશ્રમમાં ગઈ ને જો
બાવાને પગે લાગી. મોતીનો મોર સાથેજ હતો. સાપ
પણ લઇ લીધો. અને ત્રણેને લઇને રાણી સાંજે શ
તરફ વળી. જતાં જતાં રાત પડી ગઈ. શહેર આવ્યું ત્ય
મધરાત થઇ હશે. શહેરથી થોડે દૂર એક માણસે રાણી
અટકાવી: કોન હૈ?



છતાં રાણીને તેમણે થોડો વખત મહેમાન
તરીકે રાખીને સારી સરભરા કરી.

વાત ત્રીજી: : નવી રાણી

રાણીએ સાદ ઓળખ્યો. એ તો રાજાજ. બીજું કોઈ નહિ. રાતે વેશ બદલીને નીકળેલો. રાણી તો જઈને ભેટી પડી. રાજાએ રાણીને ઓળખી. રાજા તો રાણીને વિજોગે સૂકાઈ ગયો હતો. રાણીએ બધી વાત કહી. પછી બંને મહેલે ગયાં.

× × ×

પછી રાજાએ ડોસાને તેડાવી મંગાવ્યો. તેની આગળ ત્રણે વસ્તુ હાજર કરી, અને પેલી છોકરી સાથે વાજતે ગાજતે લગન કર્યાં. તેમાં સૌથી વધારે હરખ કોને? પેલી જુની રાણીનેસ્તો.

પછી બે વરસ રહીને નવી રાણીને છોકરો આવ્યો. એટલે ગામમાં બધે આનંદ ઓચ્છવ થઈ રહ્યો. રાજા પણ બહુ રાજી થયો. પછી સૌએ ખાધું પીધું ને મોજ કરી.

આંબે આવશે મહોર
વાર્તા કહીશું પહોર

પ્રત્યેક કુમારે વાંચવા લાયક

# બ્રહ્માંડનો ભેદ

સાહસનાં શૂરાતનથી ભરપૂર આ નવલકથા એકેએક શાળાનાં પુસ્તકાલયમાં રાખવા લાયક છે. જુનાગઢના ડાકતર પ્રતાપરાય અને તેના સોબતી બહાદુરસિંહ એક અજબ જેવો ગ્રંથ મેળવવા ચીન ગયા હતા અને ત્યાં જીવસટોસટનાં પરાક્રમો કરીને અત્યંત સંકટોમાંથી પસાર થઇને સફળતા મેળવી પાછા ફર્યા હતા. તેની કહાણી પ્રત્યેક જુવાનની નસે-નસમાં શૂરાતન અને જોમ ઉછળાવે તેવી છે. સૌરાષ્ટ્ર પત્રે આ પુસ્તક વાંચવાની ખાસ દરેક જુવાનને ભલામણ કરી છે. કેમકે એ એક નવીજ શૈલીની વાર્તા છે. ગુજરાતી ભાષામાં આટલાં સરળ નિર્દોષ અને પ્રેરક તત્વોવાળી નવલકથાઓ જૂજ હશે. ચીન દેશમાંના બૌદ્ધ મઠોની પાછળ કેવી રહસ્યમય ગુંથણી રહેલી છે. તેનું એમાં સાચેસાચું દિગ્દર્શન થાય છે. નાનાં મોટાં સૌ કોઇને એ વાંચતાં રસ પડશે.

પાકું પૂઠું, સોનેરી નામ, ચાર ચિત્રો અને મોટાં કદના ૩૦૦ પાનાંના પ્રમાણમાં કિમ્મત રૂપિયા સાડા ત્રણ રાખવામાં આવી છે. પોસ્ટેજ આઠ આના લાગે છે.

એ તેમજ અમારાં બીજાં તમામ પુસ્તકો તેમજ બાળસાહિત્યનાં પુષ્પો મુંબાઇના બધાં બુકસેલરો ઉપરાંત વડોદરા, રાજકોટ, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળોના બુકસેલરો પણ વેચે છે.

સાંદીપ